શ્રી

# "સહજાનંદવિલાસ"

સ્વામીનારાયણ સમ્પ્રદાઈઓ માટે સંગ્રહ
કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.


હીમતલાલ બળદેવજી સ્વામીનારાયણ.

તથા

ગીરધરલાલ મહ[illegible]જી માસ્તર
નડીઆદ ગણપતિ મહેલ્લો,



આવૃતી ૧ લી

પ્રત-૫૦૦

કીમત રૂ. ૦-૮-૦ પોસ્ટેજ જુદું.





શ્રી શારદાવિજય પ્રિન્ટીંગ પ્રેસ-અહેમદાવાદમાં,
શા હરજીવન અમરશીએ છાપ્યું.

શ્રી

# "સહજાનંદવિલાસ"

સ્વામીનારાયણ સમ્પ્રદાઇઓ માટે સંગ્રહ
કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.
હીમતલાલ બળદેવજી સ્વામીનારાયણ.
તથા
ગીરધરલાલ પ્રહલાદજી માસ્તર
નડીઆદ ગણપતિ મહોલ્લો

આવૃતી ૧ લી
પ્રત–૫૦૦
કીંમત રૂ. ૦–૮–૦ પોસ્ટેજ જુદુ.



ધી સારદાવિજય પ્રિન્ટીંગ પ્રેસ–મહેમદાવાદમાં
શા હરજીવન અમરસીએ છાપ્યું.

# અર્પણ પત્રીકા.

સર્વ ગુણ સંપન્ન સત્સંગ શિરોમણી શ્રીયુત ગાજણા સ્વસ્થાનના ઠાકોર સાહેબ અને એક્સાઇઝ ઇન્સપેકટર સાહેબ ઠાકોરશ્રી મહેરામણસીંગજી હીમતસીંગજી.

મહેરબાન સાહેબ.

આપ એક ધર્મ ચુસ્ત સ્વામીનારાયણ સમ્પ્રદાઇ હોઇને સંપ્રદાઇ પુસ્તકો વાંચવાનો આપનો શોખ, વિદ્વાનોની આપના તરફથી થતી કદર આપનો ગર્વ રહીત શાંત સ્વભાવ આપની માયાળુ વૃત્તિઓ વિગેરે આપના અત્યુત્તમ ગુણોથી આકર્ષાઇ સ્વામીનારાયણ સત્સંગીઓને આ ઉપયોગી એવું "સહજાનંદવિલાસ" નામનું પુસ્તક આપને અર્પણ કરવાથી તેની મહત્તા વૃદ્ધિ પામશે એવા હેતુથી આપને પ્રેમ સહિત અર્પણ કરી આનંદ માનીએ છીએ.

લી આપના નમ્ર સેવકો

હીંમતલાલ બળદેવજી શ્વામીનારાયણ તથા

ગીરધરલાલ પ્રહેલ્લાદજી. શ્વામીનારાયણ માસ્તર

# આ પુસ્તક મળવાનું ઠેકાણું



અમદાવાદ-બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તથા જાગીરદાર મગનલાલ દેવાભાઈ લાખા પટેલની પોળમાં શેઠની પોળ ઘર નં. ૧૦૨૨

દાહોદ તથા વાડાસીનોર-ત્રવાડી ભોગીલાલ ગોરધનદાસ

વડોદરા-[illegible]ભટ જેસંગભાઈ મોહનલાલ (નડીઆદના) સ્ટેશન નજીક

બ્હાર ગામના ઓડરો ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે.



# પ્રસ્તાવના.

આ "સહજાનંદ—વિલાસ" નામનું પુસ્તક સ્વામી નારાયણ સત્સંગીઓને આનંદ આપવાનેજ અમોએ બહાર પાડયું છે તો ગુણીજનો આ પુસ્તકનુરહસ્ય અને તેના મુખ્ય ભાવાર્થને માન આપશે એવી આશા રાખીએ છીએ જયારે પવિત્ર અંતઃકરણ વાળાં સ્ત્રી પુરૂષો આ પુસ્તકને વાંચશે ત્યારે અમારૂ કર્તવ્ય શું છે તે સહેજ માલુમ પડશે.

આ દેહમા રત્ન તુલ્ય ચળકતો ભકિત પ્રેમ મહારાજ પ્રત્યે કેવો રાખવો જોઇએ તથા આ જગતમા મનુષ્ય દેહ પ્રાપ્ત થયા છતાં જે દુર્ગુણો અંતઃકરણમા રહયા છે તે કેટલે દરજજે હાની કારક છે ભકિત એ કેવો પદાર્થ છે નિર્વીકાર અને નિર્મળ ભકિત પ્રેમ, કોને કહે છે વિગેરે તમામ જ્ઞાનનુ પગથીયું બતાવનાર આ નાનકડુ-પુસ્તક છે સદર પુસ્તકમાં કાઇપણ સુધારો વધારો કરવાને જો કોઇ સત્સંગી અમોને સુચના આપશે તો તેનો અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીશુ પુસ્તર ગયા જુન માસમાં છપાઇ બહાર પડનાર હતું પણ કેટલીક અગવડતાને લીધે મોડું છપાઇ બહાર પડયું છે. તેને માટે સત્સંગીઓ કૃપા દ્રષ્ટિથી જોશે એવી આશા રાખીએ છીએ આ પુસ્તક પ્રસિદ્ધિમા લાવવાને અમારા એક મિત્ર ભગવતપ્રસાદ રણછોડભાઇ વકીલે પોતાના

અમુલ્ય વખતનો ભોગ આપી જે મદદ કરી છે તેને માટે
અમો તેમનો આ સ્થળે આભાર માનીએ છીએ પુસ્તકમા
કાંઇ ભુલચુક જણાઇ આવે તો સત્સંગી વાંચકો તેને માટે
દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ.

નડીઆદ
તા. ૨૨-૯-૧૯૧૩
સંવત ૧૯૬૯ના ભાદર
વા વદ ૬ ને સોમવાર

લી.
ભદ્રેચ્છક ભક્તો.

# અનુક્રમ મણિકા.

# શ્રી સહેજાનંદ વિલાસ.

## કીરતન ૧.

### મારે મહોલે આવો એ રાગ.

વ.રે આવો લાલા, સહજાનંદ વાલા, રે ગઢપુર વાસી
વરતાલ વાસી આવો નાથ

અમી દ્રષ્ટી વાલા કરૂ કરુણાવાલા, રે સ્વામી મારા.
વરતાલવાળા આવો જગનાથ

ડભાણ તમો આવ્યા, ઘોડલીયો લાવ્યારે,
નાં જોબન, ઉગાડયાં લોચન, આવો જગનાથ

ભકતને સુધાર્યો, પડઘો બનાવોરે શ્રીજી મહારા
થાશો નહી ન્યારા આવો જગનાથ

આપે જગન કીધો, કાળે કેડો લીધોરે
તોએ હરી ઠગાયા નવ જરી આવો જગનાથ

સતસંગીને તમે બોલાવી, તે સમેરે એ ઘો કીધા
લેવા રસ્તા સીધા, આવો જગનાથ.

વરતાલ સિધાવ્યા, મંદીરો બનાવવા
રે સુંદર તમને, હિમ્મત દેખે નયને, આવો જગનાથ

---

# કીરતન ૨.

## લાવણી.

હનુમત મહા બળવત હરો દુખ મારૂં
જય સારંગપુરના ધામ સદા સભાગુ
ગુણુનીધી ગોપાળ નંદજી સદગુરૂ સ્વામી
પધરાવ્યા તમને પ્રીતથી મહા વિરાગી
તવ ચારૂ ચરીત્ર પવીત્ર ધ્યાનમાં ધારૂં  જય ૧

હો કષ્ટ હરણ સુખકરણ કપીશ્વર બંકા
તવ હાક સુણી હનુમાન શત્રુ ધરે શંકા
કર જોડી વીનતી આપ તણી ઉચારૂ  જય ૨

થઇ રામ સહાયક સીતાની શુધ લીધી
બળવત તમે લંકાને બાળી દીધી
લાવ્યા સંજીવની આપી લક્ષમણ સારૂં  જય ૩

સહુ ભૂત પ્રેત ભૂતડીઓ ભડકી ભાગે
વિકરાળ મહા વૈતાળ આવે નહિ આગે
હોય જમારૂ જો કદી જોડ જરૂર જનારૂ  જય. ૪

નવખંડ પ્રચંડ પ્રતાપ રહ્યો છે ગાજી
નર નારી નીરખી થાય હ્રદયમા રાજી
[illegible]  જય ૫

અંજઈ સને સુરેશ ત્યાંતો આવ્યા, સાથે વિષ્ણુને વૈકુંઠથી લાવ્યા, શ્રી વનમાળી ચરણ શીશને નમાવ્યા, હો શ્રી વંનમાળી, શ્રીવનમાળી, પાડે તાળી, રંગ ઢાળી, રૂદય વાળી, છગી રૂપાળી, નીરાળી, રહે ભાળી, પલાક વાળી, સ્તુતા ટાળી, સુરેશ ચેલે ચેલેરે. ધ્રુ.

ઝાંઝ મ્રદંગનો ઘોષ ઘણો થાયે, વાજે દોકડ સનાર મંજીરાએ, સારંગી મોરચંગ વાસળી વજાયે, હો સારંગી સનન સારગી સનન, તાન તનન, ઝાંઝ ઝનન, નેપુર ખનન, ઘુઘરા ઘનન, ઠમકે ઠનન, નોબત ઘનન, જાણુ ભનન, બધે ફેરે ફેરેરે ધ્રુ.

ધર્યાં વસ્ત્ર અમુલ શ્રી મોરારી, કટી કસી ને ફેંટાની છટા ભારી, શોભે પાગ, પંચહાર અતિ પ્યારી, હો શોભે પાગ, શોભે પાગ, ફુલ બાગ, ધન ભાગ, જોવા લાગ. અનુરાગ, છે અથાગ, ન લે તાગ, શેષનાગ, આશા મેલે મેલેરે. ધ્રુ.

પણ ઉપર મુગટને આકારે, દીસે તેજનો અંબાર અતિ ભારે, છોગુ સરસ ફરૂકે હો વારે વારે, હો છોગુ સરસ, છોગુ સરસ, ચીત્ત આકર્ષક, પાગ પરશ, દીયે દર્શ, એની તર્શ, પાસ શર્શ, પીયા નર્શ, જોઇ હર્શ, વાધે વેલે વેલે રે. ધ્રુ.

જામો ઝળકે છે અમુલ્ય અતિ એવો, ના હોય ત્રીલોકમાં
અન્ય એના જેવો, ત્યાં ઉઠે છે ઘેર હેવો, હો ફરે ફેર, ફરે
ફેર, બહુ પેર, કરી મહેર, રૂડી પેર, તેનો ઘેર, સર્વ હેર,
હર્ષ ભેર, લીધા લહેર, પાચ મેલે મેલે રે. દુગ્ર

૫ પ્રભુએ જામો પહેર્યો છે અતી પ્રીતે, કીનખાબ તણો
શ્રેષ્ઠ ને ખચીતે, સુરવાલ એ શોભે છે રૂડી રીતે, હો સુર
વાલ, તણો તાલ, એક કાળ, ઢળ્યો ઢાલ, શ્રી દયાળ,
સંગ મહાલ, તણી માલ, ઘેર શાલ શામ ભેલે ભેલેરેદુગ્ર.

ધરણી ધમ ધમ અતીશે ગાજે, ઘુઘરી ઘમ ઘમ ઘમઘમ
તણીક વાજે, ચીત્તમા છલકે, આનંદ તાન તાજે, હો ચી-
ત્તમાં છલકે, ચીત્તમા છલકે, આનંદ ધલકે, પાગ ઝલકે,
છોગુ ઢલકે, ભાલ ભલકે, સેલુ ચળકે, બહુ ચપળ.કે, ગામ
ફૂલકે રંગ રેલે રેલેરે. દુગ્ર.

શામ સંગે સખા સહુ ફરે છે ગાય ગરબી એક તાન વી-
ચરે છે, હરી સંગ રંગ અંગમાં ધરે છે, હો હરી સંગ,
મચ્યો રંગ, જામ્યો જંગ, તે અભંગ, ચીત્તમાં ગંગ,
જોઇ અંગમાં ઉમંગના તરંગ, ખુબ રેલે રેલેરે. દુગ્ર.

સખા સંગ દુગ્રપુરમાં અતિ હેતે, રચ્યો રાસ એ રીતે,
કૃપાની હેતે, અક્ષર ઇશ ખેલ્યા ખુબ શુભ હેતે હો અક્ષર

ાશ, સર્વાત્રીશ, પીતા કીશ, મહામુ ખ્જ, હોરુ સીમ, તેનાં
શીષ અહો નાશ, રટે જગદીશ, સુન આને અ. હુશ.

---

## કીરતન ૪.

મેં તો શામળીઆ સાથેરે પ્રીતી જોડીને
સંસાર સર્વથી રે કે આશા તોડીને.
ગોવીંદ કુવરનુ રે કે મુખ લાગે પ્યારૂ
એના ઉપર સર્વશ રે કે હુ તો વારૂ
તન ધન જાતાં રે કે શંકા હવે કેમ ધરૂ.
મોહન તમ ઉપરરે કે જીવ ાર છે મારૂ
આ દેહ ધરી છે રે કે સ્વામી તમ કાજે
ધણી બીજો ધારૂ રે કે તો મુજ કુળ લાજે.
શીર જાતા નવ મેલુ રે કે તમને હવે મોરારી
જોઈ મુરતી તમારી રે કે અટકી મતી મરી.
આવો વેધે વેલા રે કે રંગડાના રસીયા
જીવા તણા દલમા રે કે નથ તમે વસીયા.

---

## કીરતન ૫.

મારે પ્રીત બંધાણી નાથજી તમ સાથેરે
વેચાણી હુ તો આજ હરી તમ હાથેરે

કરો જેજે આગ્ના તરત તેમ હું તો ચાહુંરે
મારા મનમાં થઈને મુઝ તમ સંગ મહાલુંરે

વાલા તમ વિના પલ એક નથી રહેવાતુંરે
આવો હરજી મારા એકાંત કરીએ વાતુંરે

તારા મુખડાની હો શામ લગે મીઠી વાણીરે
કોડીલા ગોવીંદ કાન ઉપર જાઉં વારીરે

પ્યારા જીવા તણી અરજ રૂડીએ ધારોરે
મારે પુરસોતમ મહારાજ ભરૂસો તારોરે.

---

## કીરતન ૬.

સારી લગ્ની હો લાલ તમ સંગ લાગીરે
મારે ભવ વણી ભવટ સર્વે ભાગીરે
સોભાગણી હું તો રાજ છે તમ સંગેરે
મારા મનગમા મહારાજ રંગાણી એ રંગેરે
મીથ્યા વસ્તુ તણી આશ સર્વે મેલીરે
તમ સંગ કોડીલા પ્રાણ ગાંઠી મેં તો બેલીરે
તમ જેવું જગ મધ્ય રૂપ નવ દીઠું રે
ગોવીંદ કુંવરનું મુખ લાગે મીઠું રે

ઓરા આવોને શામ આપણુ મળીએ રે
જીવાની ઉપર નાથ અઢળક ઢળીએરે.

મીથ્યા જગતની આશા સર્વે છાડીરે
એક તમ સંગ મહારાજ મેતો જોડીરે

ધર્મ કુવર ઘનશ્યામ ઓરા આવોને
આ દાસલડીને નાથ હસીને બોલાવોને

આ મદીરીએ મારા પ્રાણ પ્રીતેથી પધારોને
હું જોઉ તમારૂં મુખ હેત શુ વધારોને

કુસુમે બીછાવી સેજડી તમ કાજે રે
હું ચાપુ તમારા ચર્ણ પ્રભુજી આજેરે

એમ સખીના જીવન જાણુ તમે કાવોરે
આ જીવા ઉપર જગદીશ દયા તમે લાવોરે

હરે વાલા જોવા તમારૂ રૂપ થઈ હુ ઘેલીરે
સઈયર તણો મુકી સાથ  આવી એકલીરે

હરજી તમ સંગે ગીરધરલાલ રંગે રાચુ રે
મુજ સાથે રમતાં નાથ ન રાખો કાચુ રે

કરો ભોજનીયાં નાના ભાત જમાડુ તે જમીએરે
વેલા આવોને સુંદર શામ નવ દમીએરે

કહો તેમ કરૂ મારા પ્રાણ મનમાં ના લાવુરે
જે જે રીતે કીરતાર તમને ભાવુ રે
મેં તો તન મન ને ધન અરપ્યુ તમનેરે
જેવો કહે સ્વામીનાથ આપો સુખ અમનેરે.

---

## કીરતન ૭.

લાગ્યો ગોવીંદના તનથી નેડો
હવે મેંતો એનો ગ્રહ્યો છેડો. લાગ્યો.

બીક મેં તો સર્વે કાઢી બારો વર્યા એક તો તમ ગીરધારી,
પામી અખંડ એવાતન ભારી. લાગ્યો.

જીવું છું પ્રીતમને ન્યાળી અતીરે શોભે ભ્રગુટી રૂપાળી
શીરપેં પાઘ સોનેરી ભાળી. લાગ્યો.

કે કાનુમેં કુંડળ ઝળકે ઉપર તોરો મોતી તણો લળકે
જોઇરે મુખ મુનીનું મન ઝળકે. લાગ્યો.

કેસર તણું તીલક ભાલે મોહીરે હું તો ચટકતી ચાલે
બીડીરે મુને કૃષ્ણીયા સાથે વાલે. લાગ્યો.

---

## કીર. ન ૮.

મળ્યારે મુને જીવાનો સામી, હવે મારે કાંઇ ના રહી ખામી, વર હું તો પુરસોત્તમ પામી મળ્યા જેનેરે કાજે શીવ સરખા જોગી, ભજે રે નીત્ય ભવ બ્રમાદીક ભોગી, ગાવે રે નારદ સનકાદીક યેગી. ૨ળ્યા. અરે પ્રભુએ કર સાહ્યો મારો, મુજથી ક્ષણ નવ રહે ન્યારો, કયેરે ભવસાગરથી ન્યારો. મળ્યા. પ્રીતમ જોઇ મન મારૂ મોયુ, કરૂણા કરી મુજ સામુ જોયુ, કેટીક જન્મેજન્મનું પાપ ખોયુ. મળ્યા. લીધોરે મે તો કાનુડાનો કેડો, નાખ્યોરે હવે શીર ઉપર દેરો, તેથી રે નવ લાગ્યો માયાનો નેડો મળ્યા. સર્વે સત તણું સુખ વિચરી, આ ભક્ત નું દુઃખ દીલમાં ધારી, અખંડ જીવો રહે એક મેરારી મળ્યા.

---

## કીરતન ૯.

સુણીરે મે તો શ્રીમુખની વાણી
કહુરે તુને સાભળ નાઇગર વાણી
આ મોરે રૂદયમાં એમ વિચારી
મોક્યા ભક્તને કાજે સુખકારી
ફરીરે જન લજો અંતરમા ધારી સુણી.

મળ્યારે તમને પુરુસોતમના જોગે
તોયે તમે ન તજ્યા ભોગે
ઘેરે તુમ અંતરમા એ રેગ. સુણો.

પંચ વીષયથી આશા ટાળો
બ્રમ રૂપ થઇ મુજને ભાળો
ભીથ્યારે વસ્તુ કે દીન નીહાળો. સુણો.

સર્વે ચરાચર તણો હું સ્વામી
ભજે રે મુને સત થઇ નીષ્કામ
તેને ન રહે કંઇ વાતની ખામી. સુણો.

પ્રગટ મુરતી મારી અંતર ધારે
ક્યારે કીરતન કરે વારે વારે
જીવાને દહે પ્રભુ એ તરે ને તારે સુણો.

---

## કીરતન ૧૦

### પદ રાગ ધોળ.

મે તો સર્વે સગાથી તોડ્યા રે સાહેલી
એક જગજીવન સાથે જોડ્યા રે સાહેલી.

શુ કરશે પીયર સાસરીયા રે સાહેલી
મે તો સુનસ્યામના પગ ઝાલીઆ રે સાહેલી.

મે તો નીશ્ચે કર્યું મનમાંહીરે સાહેલી
શીર સાટે એ વર ક્યાંહી રે સાહેલી.

પેલુ માથું પાસંગમાં મેલ્યું રે સાહેલી
પછી વરવાનું બીડું ઝીલ્યુંરે સાહેલી.

હું તો રહું નહિ કોઇની વારી રે સાહેલી
ધાર્યા એક ધણી ગીરધારી રે સાહેલી.

છાંની વાત નહિ એ તો છાની રે સાહેલી
બ્રહ્માનંદના વાલાની કાનીરે સાહેલી.

---

## કીરતન ૧૧

જોયું સવે જકત તપાસીરે રઢ લાગી
એક પુરૂષ દીઠા અવીનાશીરે રઢ લાગી.
બીજે અબળાની સરવે ટોળીરે રઢ.
દીઠું ચઉદ ભૂવન લગી ખોળીરે રઢ.
અબળા અબળાને શું પરણુંરે રઢ.
માટે બળીઆનું લીધું શરણુંરે રઢ.
કાનકુંવરથી લગપણ કીધુરે રઢ.
એનુ મેંણુ મેં માથે લીધુ રે રઢ.
શીર નાંખ્યો હવે મેં તો છેડે.રે રઢ.

લાગ્યો નંદનના નંદન સાથે નેડોરે ૨૯.
સરવે અમર પુરૂષ પરહરીઆરે ૨૮.
પ્રહ્માનંદના વાલાને વરીઆરે ૨૯.

---

## કીરતન ૧૨

શું કરશે સંસારી કહીનેરે હરી વરીઆ
ચાલી જગ માથે પગ દઇનેરે હરી
જેમ સુરો રણમાં ખેલેરે. હરી.
શત્રુ સન્મુખ પગલાં મેલેરે હરી.
થઈ નીસંગ લડાઇ લેવેરે હરી.
કે દી પાછા પગ ન દેવેરે હરી.
એમ સમજીને હું તો ચાલીરે હરી.
મનમાં મરવાની આંટી ઝાલીરે હરી.
સહુ સાથે નાતો તોડયોરે હરી.
હાથે વાળો તે હરીશું જોડયોરે હરી.
પ્રહ્માનંદ કહે થઇ મતવાલીરે હરી
માથા સાથે વર્યા વનમાળીરે હરી.

---

## કીરતન ૧૩

એવી અંતર આટી પાડીરે સુણુ બેની
ઉખડે નહિ કોઇની ઉખાડીરે ,,
જેમ ચાતક આટી રાખેરે ,,
વીના સ્વાતાની નીર નવ ચાખેરે ,,
જેમ કેસરી ઘાસ ના ખાયેરે ,,
સો લાંઘણુ કરી મરી જાયેરે ,,
એમ નીશ્ચે વીઠલને વરવુરે ,,
નહિ તો સાત કુંવારા મરવુરે ,,
બીજા પુરૂષ સામુ નવ જેવુરે ,,
પ્રીત પાતનીઆશ પ્રેઇરે ,,
બ્રહ્માનંદ કહે પેલી વીચારીરે ,,
પછે વાત કરી ને બારીરે ,,

---

## કીરતન ૧૪

### રાગ ગરબી.

હરીજન સાચારે જે ઉરમાં હીંમત રાખે
વીપતે વરચીરે કેદી દીન વચન નવ ભાખે.
જગતનુ સુખ દુખરે ગાપક મીથ્યા કરી જાણે
તન ધન જતારે અંતરમા શોક ન આણે

મસ્તક માચારે સરવે તરણા જેવુ તોલે.

કેસરી સીંહનેરે જેમ શંક માંલે નહિ મનમેં
એકાએકીરે નીરભે થઇ વિચરે વનમે.

પંડે છોટોરે મેટા મેડાવને મારે
હિંમત વીનાનોરે હાથી તે જોઇને હારે.

બ્રહ્માનંદ કહેરે એમ સમજે તે નર શું
તન કરી નાખેરે ગુરૂ વચને ચુરાચુરા.

પેટ કટારીરે પેહરીને સનમુખ ચાલ્યા
પાછા ન વળેરે કોઇના તે ન રહે ઝાલ્યા

સામાસામારે ઉડે ભાલા અણિઆરા
તે અવસરમેરે રહે રાજી તે મત વાલા.

સાચા શુરારે જેના વેરી ઘાવ વખાણે
જીવન જુઠુરે મળવુ તે મગળ જાણે

એની પેઠેરે હરીજન પણ્ કોઇ ચેતીઆ
અંતર શત્રુરે લાગે અતી વજ્ર સરીખા

માથુ જાતારે મુખનુ પાણી નવ જાવે
બ્રહ્માનંદ કહેરે તે સંત હરી મન ભાવે.

---

# કીરતન ૧૫

## ૫૬ રાગ કાફી.

કાનુડા કેડે ફરવુરે કોઇથી નવ ડરવું
દુરીજન લોક દુખ ભર બોલે તે હઇડે નવ ધરવુ રે.
સગા કુટંબી સરવ સગાથે
હેતલડુ પરહરવુ રે. કોઇ
સંસારીથી સગપણુ તોડીને
કામ હુશથી કરવુ રે. કોઇ
બ્રહ્માનંદ કહે મનકમ વચને
વ્રજજીવનને વરવુ રે. કોઇ
કાનુડા કેડે જાવુરે સમજીણુ આવું
મોહનનું મેણુ મારે માથે કોઇદી બીજાની નહી કાવુરે સ
ચૌદ લોકમાં સરવે અબળા
તેને વરીને ખોટી થાવુ રે સ.
વરીએ તો નટનાગર વરીરે
અખંડ એ વાત ન આવુંરે. સ.
બ્રહ્માનંદ કહે અવર પુરૂસને વરવાથી
રૂડુ વીખ ખાવુરે. સ.
કાનુના કેડે ચાલીરે થઇ મતવાલી.

હુ જાંણુ લેકડીયાં કાલાં લોક કહે મુને કાલીરે થઇ
જે આતે કાતુકા કેડે તેની ખેપનજાય કેદી ખાલીરે. થઇ
શીર જાતાં નટવર નહી મેલુ ટેક અચળ ઉપર જાલીરે
બ્રહ્માનંદના નાથ સંગાથે
લાગી છે રંગડાની તાળીરે. થઇ
કાંતુકા કેડે જટયેરે સીરને તજાઇયે
લાજ વીનાનાં લોકડીયાથી દુખ પારથઈ નહમટયે
જગજીવનને ભજતાં જેરારે
નો નામ તેનુ લઇ નહીયેરે સી
ટેને સારૂ શુ થવાનુ લોક તણી મોટાઇરે. સીઠ.
બ્રહ્માનંદ કહે નંગંહુ થઇને
ગોવીંના ગુણ ગાઇયેરે સીઠ

---

## કીરતન ૧૬

## પદ રાગ ગરબી

લાગ્યો મારેનટવરથી નેડો કે હવે મેતો શીર નાંખ્યો છેડો
કે શોમળીને મુજને વારી લાગ્યો
કે અટકી મનવરતી મારી
કે ધાયું મેતે મરસ ધાખારી. લગો.

સુખ મેં તો સંસારી છોડયું
સૌ સાથે સગપણ તોડયું
કે જગનાજીવન સાથે જોડયું. લાગી૦
કે મેણું જગ કેરાં સહીને
કે સ્થીર મ [illegible] મતવાલી થઇને
કે ચાલી હુતો શીર કરમાં લઇ ને. લાગી
કે બેઠી હુતો ભય જગનો ખોઇને
કે મન નીસ દીન રહ્યું છે મોહીને
કે બ્રહ્માનંદના વાલાને જોઇને. લાગી.

પદ ૩

મોહી હુતો નટવરને વાંને કે કીધી વસ ડોલરીયે કાને મોહી
કે ચીતડામાં લાગી ચટકી કે લોક તણી લજ્યા પટકી
કે નદનાનંદન સાથે અડકી. મોહી
જીવજીવનને શુ પરણું કે જેને શીર ઉપર મરણું
કે સમરથનુ લીધુ શરણું મોહી
કે થઇ પુરશોતમથીપ્રીતી. કે નથી હુતો લોક થકી બીતી
કે જગપથી વળી હુતો જગ જીતી. મોહી.
કે અસલ વાત મને ઓળખાંણી કે થઇ મારે સૌદુખની હાણી
કેપ્રીતમ મુખ રાખ્યુ પાણી. મોહી
કે સ્થીર [illegible] નરમાં ઠરીયું કાને મારૂ મન ગમતુ કરીયું.
કે બ્રહ્માનંદનુ [illegible] નરીયુ. મોહી.

પદ ૪

કે વર્યા મેતો રંગભર વાલાને કે લટકાળા નંદલાલાને—વર
કીધુ મેંતો નીશ્ચે વીચારીને કે દુરીજન શાકે મુને વારી
કે ધર્યા એક વર ગીરધારીને. વય
એમ મરણુ શુગની લગની કે ઉડે તોપણુ અગની.
કે પાની નધરે પાછી પગની. વર્યા
કે સતી એમ પાછુ નવ ભારે કે તન ફેરસ સુખને ટાળે.
કે અગની ન અગ પ્રજાળે. વય
કે શુરો કાયર થય ડરી કે સતી પેર આવે પાછી ફરી.
કે માતપીતામાં તેને ખોટ ખરી. વય
બ્રહ્માનંદ એમ જોવુ પેલુ કે દેખીને ન થાવુ ગેલુ.
કે કામ કઠણુ છે નથી સહેલુ વય

---

કીરતન ૧૭

પદ રાગ ગરબાં.

મેતો સગપણુ કીધુરે સામલીયાસાથે
માથાનું મેણુરે લીધુ માથે
તન મન ધન સરવેરે મીથ્યા ધારીને.
વરી મગન થઇને રે કુંજબીહારીને.
દુખ જાણી સરવેરે કે લજ્યા ત્યાગીને
મોહનનું મેણુંરે કે લીધુ માગીને

દુરમતી દુરજનીયારે કે દાઝીને શુ કરશે.
પોતાને પાપેરે બળી બળીને મરશે.
મનવાળા સાગેરે ગઇ જુ [illegible] ગારી.
અ[illegible]ા [illegible] સુધારે લીધા વ[illegible] [illegible]ળી
આને હુતો [illegible]રે કે [illegible] વર [illegible]ગે
બ્રહ્માનંદ કે દીઠારે કે રહોપાને રગે.

પદ ૨

મારે મંદીરના આવોરે મોહન શા માટે.
શીર જાએ ઘોલુરે કે વાલમ તમ સાથે
શુ કરશે ઘેળ્યાંરે કે ભુંડાં સંસારી
ધરશો મા શંકારે કે મનમાં ગીરધરજી
જગજીવન તમનેરે કે સાચા જાણીને
કુણ માને ભાખ્યારે કે જગનીવાણીને
મારે મનડે ભાવ્યારે કે મોહન મરમાળા
રો માથાં જાતારે સુધા છોગાળા
તમ સાથે જોડીરે કે સૌથી તોડીને
દુરીજન શુ કરશેરે કે મુખડાં મોડીને.
શીર સાટે સમજીરે કે બાંધ્યુ છે બેલુ
બ્રહ્માનંદના વાલારે કે તમને કેમ મેલુ.

## પદ ૩

સમજીને સાચોરે કે હરી તારે છેડો.
મનમોહન સેરે પ્રેમ કહાને કેરા
તમ સાથે બાંધી રે અને પ્રીતલડી
સુંદર લાગી છે રે લગની લીનલડી
પીયર સાસરીઉ રે કે સૌ લાગે ખારૂ
મોહન તમ સાથેરે કે મન માન્યુ મારૂ
નીશ્ચેની નોબતરે કે વાલમ વાગી છે
તમ સારૂ જગનીરે કે લજ્જા ત્યાગી છે.
નટવર તમ સંગેરે કે લાગ્યો છે નેડો.
ડોલરીયા ઘોળ્યોરે કે તમ ઉપર દેહડો
બ્રહ્માનંદના વાલારે કે વાલ વારોને
હે પોતાની જાણીરે કે સેજ પધારોને.

## પદ ૪

અવસર આવ્યો છે રે કે તમને ભજવાનો
તનની ઉપાધીરે સરવે તજવાનો
ધરૂ નહી માથેરે કે ધણી દેહ ધારીને
તમ ઉપર સરવસ રે કે નાંખુ વારીને.
અવતાર ધર્યો છે રે કે તમને વરવાને.
કુલની મરજાદારે કે ખોટી કરવાને.

અમૃત રસ મેલીરે કે વીજા નહી ચાખુ.
રશીયા તમ વીનારે કે વાલુ નહી રાખુ.
કરશે શુ સુજનેરે કે કુડાં લોકડીયાં.
જગજીવન મારારે કે જીવડાને જડીયાં
બ્રહ્માનંદના વાલારે ન દેશો વીસારી.
તન મન ધન શુપીરે કે થઇ રહીછુતમારી.

---

## કીરતન ૧૮

### પદ રાગ ગરબી.

રે સગપણ હરીવરનુ સાચું
બીજુ સરવે ક્ષણુ ભગુર કાચુ. સગ.
રે સો સાથે પ્રીતી ટાળી ભાગ્યુ મન મીથ્યા ભાળી.
છે વરવા જેવા એક વનમાળી. સગ.
રે સ્થીર નહી આવરદા થોડી રે તુછ જાણી આશા તોડી.
મે જગનાજીવન સાથે જોડી રેસ.
રે ફોગટ ફેરા નવ ફરીયે કે પરઘેર પાણીડું ભરીયે.
જો વરીયે તો નટવરને વરીયે. રે સ.
રે સુદર સેટયા ભય ભગ્યો. રે સો સાથે તોડયો ઘ્રાગો
એક રશીક રંગીલાથી રંગ લાગ્યો. રે સ.

એવુ જાંણીને સગપણ કીધુ રે એણુ તો શીર ઉપર લીધુ
બ્રહ્માનંદનુ કારજ સીધુ. રે સ.

પદ ૨

રે લગની તો હરીવરથી લાગી. મેં તનધનની આશા ત્યાગી રેલ.
રે વાત કહુ શુણુ સાહેલી રે બળીયોજી કીધા બેલી.
માથું પેલું પાસંગમાં મેલી. રે લ.
રે નડરૂ હુ લોક તણી લાજે રે શીર ઉપર ગીરધર ગાજે
આ દેહ ધર્યો નટવર કાજે રે લ.
રે શીર ઉપર જો બીજો ધારૂ રે તો બગડે જીવતર મારૂ
હુ જીતી બાજી તે કેમ હારૂ. રે લ.
રે હરી વીના બીજાને વરવુ રે ગજ તજી ખચર ચઢીને ફરવું
એ જીવ્યાથી રૂડુ મરવુ. રે લ.
રે મરજાદા જગની મેટી રે બાધી મે પ્રેમ તણી પેટી
બ્રહ્માનંદનો વાલો ભેટી. રે લ.

પદ ૩

રે શીર સાટે નટવરને વરીએ રે પાછાં તે પગલાં નવ ભરીએ
ટેક.
રે અંતર દ્રષ્ટિ કરી ખોલ્યું રે ડહાપણુ બાજુ ન ડોલ્યુ
એ હરી સારૂ માથુ ખોલ્યુ રે શીર
રે સમજ્યા વિના નવ નીસરીએ રે રણુ મધ્યે જઇને નવ ડરીએ
ત્યાં મુખ પાંણી રાખી મરીએ રે શીર

રે પ્રથમ ચડે શુરો થઇને રે ભાગે પાછો રણમાં જઇને
તે શુ જીવે ભુંડુ મુખ લઇને રે શીર

૧ પહેલુ તે મનમા તેવડીએ ર હાર હારે જુધે નવ ચઢીએ
જો ચઢીયે તો કટકા થઇ પડીએ રે શીર

રે રંગ સહિત હરિને રટીએ રહાક વાગે પાછા નવ હઠીએ
રે બ્રહ્માનંદ કહે ત્યા મરી મટીએ રે શીર

પદ ૪

રે ધરીઆ અંતર ગિરધારી શુ કરશે બોલ્યા હવે સંસારી
ટેક.

હું કોઇની ન રહુ ઝાલી રે વાલાને થાવા વહાલી
રે શીર કરમાં લઇને ચાલી રે ધરીઆ

રે જેમ ગજ જાયે બજારે ધશી રે સ્વાન મરે બહુ ભસી ભસી
તે હાથીને નહિ શંકા કશી રે ધરીઆ

રે બળવા ગઇ સતી સાચી રે રોમ રોમ પ્રીયા રંગ રાચી
તે પડમા જઇ ન વળે પાછી રે ધરીઆ

જો પડથી પાછી આવે રે લાજ તજી મન લલચાવે
તે સતી મટીને કુત્તી કહાવે રે ધરીઆ

રે બ્રહ્માનંદ એમ વિચારી રે બીક સરવે કાઢી બારી
રે મળીઆ મોહન સુખકારી રે ધરીઆ

## કીરતન ૧૯

### પદ રાગ ધોળ.

પુરષોતમ પ્રભુથી પ્યારારે આપ અંતરજામી
તમને વીમુખ ના મેલુ ન્યારારે આપ અંતર જામી
તમે જીવન દોરી છો મારીરે આ. હુ તો અબળા નારી તમારીરે આ.
મારે તમથી નગી કોઇ ન્યારૂરે આ. હુ તો તમપર સરવસ વારૂરે આ.
મે તો લોકની લજ્યા ટાળીરે આ. મારે મંદીર બીરાજોવનમાળીરે આ.
કહે મુકતાનંદ રંગીલારે આ રાખુ ઉર પર છેલછબીલારે આ.

પદ ૨

તમ નટવર શ્રીધર્મલાલરે રહેજો નેણુંની આગે
મુને વાલમ છો ઘણુ વાલરે રહેજો ૧ - વહાલા તમ
વિના પળ ન રહેવાયરે રહેજો ૨ તમને નિરખીને આનંદ
થાયરે રહેજો તમે દુલભ દેવ મોરારી રહેજો રેહું તો વાલમ
તમ પર વારૂરે રહેજો ૩ મેં તો આશા અસત્યની મેલીરે
રહેજો મેં તો તમ સંગ બાંધી બેલીરે રહેજો ૪ કહે
મુકતાનંદ પીયુ પ્યારારે રહેજો તમને નિમખ ન મેલુ
ન્યારારે રહેજો ૫

પદ ૩

મારે તમ સંગ પ્રીત બંધાણીરે ગુણવંત ગીરધારી
મે તો જુગતી તમારી જાણીરે ગુ૦

તારૂ રૂપ જોઇને રહી ફુલીરે ગુણ
હું તો લોકનો મારગ ભુલીરે ગુણ
મારે ભકિત ઉરે થઇ સાચીરે ગુણ
હું તો રંગ તમારે રાચીરે ગુણ
મારે તમ સરખા શીર સ્વામીરે ગુણ
હું તો પુરણ પદવી પામીર ગુણ
કહે મુક્તાનંદ રંગ લાગ્યોરે ગુણ
મારે જીતનો ડંકો વાગ્યોરે ગુણ

પદ ૪

તમો મુજપર અઢળક ઢળીઆરે પુરસોતમ પ્યારા
મને કુંજભુવનમાં મળીયારે પુરસોતમ
મારો કુરણાકરીને કર સાયોરે. પુર
મુને અધુર અમૃત રસ પાયોરે. પુર. ૨
હુતો થઇ અતીશે બડ ભાગીરે. પુર.
મારે તમ સંગ લગની લાગીરે પુર. ૩
એતો જાણી અલૌકીક રીતીરે પુર.
હુતો તમને મળીને જગ જીતીરે. પુર. ૪
કહે મુક્તાનંદ મોરારીરે પુર.
હુતો થઇ રહી નાથ તમારીરે. પુર. ૫

# કીરતન ૨૦

## પદ રાગ ગરબી.

વાલા લાગો છો વીશ્વાધારરે
સમપણુ તમ સાથે મેતો સર્વ મેલ્યો સંસારરે સગ.
મનમાં વસ્યા છો આવી સાંમરે સગ
તમ સારૂ તજ્યુ ધન ધામરે. સગ. ૨
મારૂ મનડુ લોભાણુ તમ સાથેરે સગ.
મુને નથી બીજાની આશરે. સગ. ૩
મારે માથે ધણી છો તમે એકરે સગ.
મારી અખંડ નીભાવજો ટેકરે. સગ ૪
મેતો દેહ ધર્યો તમ કાજરે સગ.
તમને જોઇ મોઇ છુ વ્રજરાજરે. સગ ૫
હુતો હેતે વેચાંણી તમ હાથરે, સગ.
છો બ્રહ્માનંદના નાથરે સગ.

પદ ૨

મારે આવ્યો અલૌકીક દાવરે કોઇ મુને શુ કરશે
માથા સાટે વર્યા છે મેતો માવરે. કોઇ. ૧
હવે બળે છે જગમાં બલાયરે. કોઇ
મેતો લોટયા છે ભુદર શાયરે. કોઇ. ૨

અતી આનંદ થયો છે મારે અંગરે | કોઇ
લાગ્યો રશીયાજીનો રંગરે | કોઇ. ૩
થઇ જગમાં અલોકીક જીતરે | કોઇ.
લાગી પુરણ સલુણા સાથ પ્રીતરે. | કોઇ. ૪
મારે વાલેજી દીધુ છે મુને માનરે | કોઇ.
મુને કીધી સોહાગણ કાનરે. | કોઇ. ૫
હવે થયો સંસારીડો ઝેરરે | કોઇ.
બ્રહ્મ નંદને વાલેજી કીધી મેરરે. | કોઇ ૬

પદ ૩

જોઇ છેલછબીલાની ચાલરે મન મારૂ લોભાણુ
વળી ભુરકી નાખી છે નંદલાલરે. | મન ૧
લો ઘેલી કહે છે સંસારરે | મન.
મેતો નીરખ્યા છે નંદ કુમારરે. | મન. ૨
કોઇ શાને કરોછો મારી છેડરે | મન.
નહી મેલુ કાનુડાની કેડરે. | મન. ૩
સરવે ભુલીછુ ઘરડાંના કાજરે | મન.
એક વાલા કીધા છે વ્રજરાજરે. | મન. ૪
હવે રટના લાગી છે દીન રાતરે | મન,
થઇ શીર સાટાની વાતરે. | મન ૫
મને કીધી માનીતી સંગાઇરે. | મન
બ્રહ્મ નંદને વાલે ત્રતી આયરે. | મન ૬

પદ ૪

બારી કાઢી જગતની બીકરે વરી હુતો વનમાળી
મેતો સમજી વીચારી કીધુ ઠીકરે. વરી. ૧
તુછ જાંણીને સર્વે કીધુ ત્યાગરે વરી
મોહી રસીક સલુણાને રાગરે વરી ૨
મુને ચટકી લાગી છે ચીતમારે વરી.
બીજુ વાલાવીના ના સોહાયરે વરી ૩
મુને કાઇ ન શુજે કામરે વરી.
થયુ હરી વીના સર્વે હરામરે વરી ૪
હવે નીસંક થઇછુ નચીતરે વરી.
થઇ જગમાં અલોકીક જીતરે. વરી ૫
સમજી કીધુ છે તન કુરબાંણુરે વરી.
પ્રહ્માનંદના વાલાથી બાંધ્યા પ્રાણરે. વરી. ૬

---

## કીરતન ૨૧

## પદ રાગ ગરબી.

સખી આજ મોહન દીઠારે સેરીયે આવંતારે
મોરલીમાં ગીત મધુરાં વાલા આવે ગાવંતારે - ૧
આવે વાલો હસતાને રમતારે ગોવાળાંના સાથમાંરે
ઉછળતા આવે મોહનરે ફુલડાં હાથમારે ૨

રંગડામા રાતો માતોરે ચાલે આવે ચોકમાંરે
રસીયા જોવાને હાજરે ઉભી છું ગોખમાંરે 3
મોહનજીનું મુખડુ જોયુરે ઘુંઘટડીની ઓકમાંરે
જોઇને ઘાયલ થઇછુ રે નેણાં કેરી ચોટમાંરે ૪
હયાપર હાર ઝલકેરે રહ્યું મન મોઇનેરે
સખી પ્રેમ સખીના નાથનેરે રહીછુ જોઇનેરે ૫

પદ ૨

સખી આજ સાંજને ટાંણેરે આવે વાલો ઝુલતારે
સખા તે ગળે બાહુડલીરે નાંખી આવે ડોલતારે ૧
સખી અલબેલો આવીરે ઉભા મારે બારણેરે
વાલાને વધાવ્યા મોતીડેરે ગઇ હુતો વારણેરે ૨
ગાયુની ભીડ ઘણીરે સેરી આવી સાંકડીરે
મેતો માઇ મર્મ ભરીનેરે નાંખી ફુલ પાંખડીરે ૩
ચતુરાઇ અદભુત દીઠીરે સુંદર વર કાનમાંરે
ફુલડાં ઉચા ઉછાળીરે સમજાવી સાનમારે ૪
નેણામાં નેહ ગણેરોરે મધુરાં હાસ કરીનેરે
સાચા પ્રેમ સખીનો વાલોરે મન ચીત પ્રાણ હરીનેરે ૫

પદ ૩

સખી અલબેલે વાલેરે કામણ મને કીધલાંરે
મોરલીમાં મંત્ર ભણીનેરે મન મારાં લીધલારે ૧

મોહનજીયે મોહની નાંખીરે મીઠા મીઠા નેણુનીરે
કાલજડુ કોરીને પેઠીરે ચપરના નેણુનીરે. ૨
સખી જળ ભરવા ગઇતીરે જમુનાના ઘાટમાંરે
અચાનક આવીને મળીયેરે ભુજ ભરી બાથમારે. ૩
તે દહાડાની ઘેલડી કીધીરે નંદને ગોવાળીયેરે
બેની મુને વશ કરી લીધીરે મોહન વનમાળીયેરે ૪
મન મારૂ જખીને રહ્યુરે કયારે દેખુ નંદનો લાલોરે
હવે સખી પ્રેમસખીને કયારે ખીતાવશે વાલોરે. ૫

## પદ ૪

સખી મુને પ્રીત બંધાણીરે કોડીલા કાંનમારે
નેણુ મારે વાસ કીધોરે સાંમળીયા વાંનમાંરે. ૧
અધુર રસ પાંન કરતારે વસ થયા નાથનેરે
પ્રેમે ઉર ઉપર ધરતારે ભુજ ડંડ હાથમાંરે. ૨
સખી મને લાલચ લાગીરે વાલાના અંગમારે
મગન થઇ ભમતા ફરે છેરે મોહનજીના સંગમારે ૩
શીવ સનકાદીક જેવારે જેને ખોળતા ફરે છેરે
તે રસ લોચનમાંરે સખી નીત પાંન કરે છેરે. ૪
મોટા મોટા મહા મુનીનારે ધ્યાનમાં મોહન ના આવેરે
કૃપા કરી પ્રેમ સખીનેરે વાલો નીત્ય લાડ લડાવેરે. ૫

## પદ રાગગરબી.

ગોકુળથી ગીરધારરે મથુરાં જાઇ રહ્યા
કાગળ કોઇનાવ્યોરે કે બહુ દીન વીતી ગયા ૧
તેણે દાઝે રાધારે ઝલે બહુ અંતરમા
બારે સુખ નાવેરે ન રેવાય મંદીરમાં. ૨
વૃહુડાની ઝાળેરે લાગ્યું તન ગળવાને
મનડુ અકળાય છેરે કે મોહન મળવાને. ૩
વાલમ વિછુડાનીરે પીડ નથી સેહેવાતી
તે દુખની મારીરે ભરી આવે છાતી ૪
ચીતડામાં ચીંતારે કે અંગ ઉતાપ ઘણો
હૈડામાં મોટોરે કે તપની જોગ તણો ૫
બ્રહ્માનંદ વૃહ દઝેરે રઇછુ શ્રીજીને
પોતાના દુખનીરે વાતુ કરે બીજીને. ૬

---

## ગરબી ૨

સુણ સજની જોનારે પીયુ પરદેશ ગયો
તે અબળાને અતરરે શોક સમુદ્ર થયો. ૧
દીવસમાં તેનેરે કે ભોજન કેમ ભાવે
રાત્રી ને સુ... નિદ્રા ... ... ૨

વશીયા જઇ વાલમરે કેહેલી પરદેશે
થયાં દરશન દુર્લભરે મેળાપ ન સદેશે. ૩
મંદીરીયા માંઇરે નથી હવે રેવાતું
વૃહ તાપનું દુખડુરે કોઇને નથી કેહેવાતું. ૪
ખાલી સેજ પીયા બીનરે કે દાઝે કાળજીયું
વાલમ વીછુડાનુંરે કે દુખ દીલ માઇ થયું. ૫
વૃહડાની દાઝીરે નારી પોકાર કરે
બ્રહ્માનંદ અતી વ્યાકુલરે કે નઇણે નીર ભરે ૬

ગરબો ૩

બેઠી ગોખ અટારીરે પીયા પંથ ઝાખે છે
નેણે ઝડ લાગીરે નીશાશા નાખે છે. ૧
પીતમ-પંથ જોતારે ખોઇને આખડલી
શુ કહુ તુનેબ્રહ્મારે કે ન દીધી પાંખડલી. ૨
રસ હાસ સભારૂરે કે પીતમનુ મુખડુ
તેણે દીલડુ દાઝેરે કે વાધે છે દુખડુ ૩
કે વાલમના મુખનીરે કે સાલે વાતલડી
થઇ વજ સરીખીરે ન ફાટે છાતલડી ૪
નીરતર ડોલેરે કે જીવ પીયા પસે
માંજર કર્યુ છે રે કે દરશનની આશે. ૫
વાલમ વડુ બાણુરે ગયા છે મારીને
બ્રહ્માનંદ કહે જીવેરે સુરત સંભારીને ૬

## ગરબી ૪

એ પતીની વાતુરે ન જાણી આગળથી
જાઇ કોઇકનાં હાર્યોરે મુને મેલી બળતી ૧
મુને વીસારીરે પ્યારી કરી બીજીને
દુખના દરીયામ રે રહી છુ ભીજીને ૨
કહેવાનુ બીજુરે કે ત્રીજુ કરવાનુ
એને લક્ષણ પડીયુરે કે બીજે ઘેર ફરવાનું. ૩
હૈડામાં હુનરરે એને ખોત ભર્યા
પેલી પ્રીત કરીનેરે એણે મારા પ્રાંણ હર્યાં ૪
ગયા મહુ વગમ મુનેરે ઉભી મેલીને
સોહાગણ કીધીરે કોઇ અલબેલીને ૫
જોઇને વસ થઇનેરે પીચે શુધ વીસારી
પ્રભાનંદ વૃહડાનેરે કે બાંણેથી મારી. ૬

## ગરબી ૫

કોઈથી હસી બોલેરે કોઇથી ઉદાસ ફરે
કોઇથી રહે છેટેરે કોઈ ઘર વાત કરે ૧
ભોલી મુખ બોલેરે હેતી વાતલડી
તે ચ્રરવે જાંણેરે કે એની ઘાતલડી ૨
જીવવાને ઇછોરે તો કાનમાં ઘરજો
મગ્વુ જેને વાલુંરે હોય તો તે કરજો ૩

મુને દાહ દઇ ગયારે ખુઝ્યો કોઇના તનનો
કોઈ પર ન પામેરે સખી એના મનનો.
વાંકી એની વાતુરે વીચારમાં નવ આવે
જેને સમજાયરે તે સરવે તજી જાયે. ૧
એમે શુ લીધુરે કે બીજીયે શુ દીધુ રે
બ્રહ્માનંદને વાલેરે કે કઠણ હેયું કીધું.

ગરબી ૬

પીયા મળવાને કજેરે કે થઇછુ દીવાની
વહુ અગની વાપીરે કેમ કરી રહે છાની ૧
પ્રહુમે જંપ નાવેરે કે આતુર થઇને ફરૂ
ખારે બળવાનુરે કે શો ઉપાય કરૂ. ૨
પથી એક સંદેશોરે કહેજો પીતમને
એવી કરવી નોતીરે કે વાલડી અમ. ૩
ભેટયા વીના ભુદરરે કે આ તનડુ ટળગે
મુજને મારીનેરે કે તમને શુ મળશે. ૪
જે દહાડાથી ગયા છોરે કે પીડા તે દનની
કુણ જાંણે વાલમરે કે વાતડલી મનની. ૫
મદને વશ થઇછું રે હવે નથી રેવાતું
બ્રહ્માનંદ કહે દુખડુરે કે મે નથી કહેવાતુ. ૬

## ગરબી ૭

કે તો વેલા આવીરે કે દરશનીયાં દેજો
કે જેમતેમ કરીનેરે તેડાવી લેજો. ૧.
જીવાડવા ઇછોરે તો વાનું એક કરો.
નહીતો વાલમજીરે કે જાશે જીવ ખરો. ૨
મુને વૃહ બાંણે રે ગયાછો મારીને
કેને આગે જઇનેરે કે કહુ પોકારીને ૩
એ પીડાની વાતુરે સંસારથી ન્યારીરે
ઓષધના લાગેરે વેદના ભારીરે ૪
બ્રહજની પીડારે બ્રહી જન જાંણે
કેજાણે મેરો પ્રાણરે મરી જેને બાંણે ૫
જેણે બાણજ માર્યુરે તેથી પીડા ટળસે
બ્રહ્માનંદ તો જીવેરે જો વાલમજી મળશે. ૬

## ગરબી ૮

જો કોઇ વધાઇરે દીયે મારા નાથ તણી
તોજાંણુ જીવાડીરે કે દીધી મોજ ઘણી. ૧
પીયા મળવાને કાજેરે કે અંતર આતુરતા
આ આંખે દેખુરે કે દી લટકાં કરતા. ૨
દુખડાની જાલેરે કે બાહેર માંહી બાળી.
કે જાયે સાઇયાંરે કે નારી બ્રહવાળી. ૩

જે વહુની પીડારે તેવી નહી ભાલાની
સાંભળતાં સાલેરે કે વાતલડી વાલાની. ૪
જડી બુટીને એલ મરે તેથી નવ ફેર પડે
પ્રીતમની પીડા કેહીરે તેરે ન નડે. ૫
બ્રહ્માનંદ કહે એ વેદન.રે અધીક તીર થકી
જાણે મીનને નાંખુરે કે છેટે નીર થકી ૬

ગરબી ૯

જેમ ચદ્ર વીનાનોરે ચકોર દેખી મનમાં
ફરે ડરનો માર્યોરે કે વાકુલવંત વનમે. ૧
એમ વહુની પીડારે કે જેને ઉર વ્યાગે
તનડાને બાળેરે કે કાલજડુ કાપે ૨
બીજુ કાંઈ દલમાંરે ગોઠે નહી તેને
પ્રીતમ પરદેશેરે કે વહુ વાધ્યો જેને. ૩
વીયોગની વંધીરે કે જીવ કેરીતે
ચીતડુ ગેરાણુરે કે ગીરધરને ગીતે ૪
વહરતી નારીરે કે કરે કેને વાતલડી
અમગા એકલડીરે કે જાય કેમ રાતલડી ૫
શકી કેમ કરી રાખુરે કે નેણુ ના પાણીને
બ્રહ્માનંદનો વાલોરે નાઠ્યા શુ જાણીને. ૬

---

## પદ રાગ કાફી

વદન કમળ પરવારીરે વાલીડા કુંજબીહારી. વ.
અજબ અલોકીક મસ્તક ઉપર સુંદર પાગ સમારીરે વ ૧
ફુલ તણાં છોગલીયાં ફરતાં ધાર્યાં ગીરધારીરે વા. વ. ૨
અંતરમાં વશી છે આવી મુરતી મનોહર તારીરે વા. વ ૩
બ્રહ્માનંદ કહે વ્રજજીવન મોહન છો નીધા મારીરે વા. વ ૪

### પદ ૨

મેલી છુ હુ વનમાળીરે છેલા તારૂ છોગુ ભાળી. મો.
વ્રજવાશી નંદલાલ બીહારી ચાલ તારી લટકાળીરે છે ૧
રસીક પીયા તારે ચટકે રંગીલે મોલીડે હદ વાળીરે છે ૨
લેરખડા જોઇ લગની લાગી કોઇની રહુ નહી ખાળીરે છે. ૩
બ્રહ્માનંદ કહે પરવસ થઇ છું પગ ભર ડેળુ કેડે પાખીરે છે ૪

### પદ ૩

હાથ ન રહુ મન હેલીરે કાંને મુને કીધી ઘેલીરે કાં.
શેરડીએ મળીયો મુજને શામો મોહન છોગળા મેલીરે કા ૧
નીરખતાં મન વસ કરી નાંખ્યુ આપ્યો મરમ જેસ નારે કાં ૨
ભુલી ચીર સરીર તણી સુધ હૈડાની ધીરજ હરેલીરે કાં ૩
બ્રહ્માનંદ કહે એની છબીમાં પ્રોવાણી જોયા ચોલીરે કાં ૪

પદ ૪

સાને હવે રાખુ છાની મુરતી તમારી મનમાંનીરે સાં
દુરજનીયા પાડોશી દેખીને છો નેખળીને થાતાં ઓનીરે સાં. ૨
નટવર તમથી નેહ કરીને પાછી ન ભરૂ પગ પાનીરે સાં.
રસીકસલુણાપીયાતમસંગરમવું નથી વાતલડી ઓનાની રે સાં ૩
બ્રહ્માનંદના નાથ તમારો મહીમા જાંણે છે જ્ઞાનીરે સા ૪

---

પદ રાગ સામેરી.

હરી ભજતાં સહુ મોટપ પામે જન્મમરણ દુખ જાયરે
પારસ પરસી લોહ કંચન થઇ મોઘે મુલે વેચાયરે હરી ૧
મુની નારદનો જાતને જાંણો દાસી પુત્ર જગ જાણોરે
હરી ભજીરે હરીનું મન કેરાણા વેદપુરાંણ વખાણેરે હરી. ૨
રાધાજી અતી પ્રેમ મગન થઇ ઉર ધાર્યા ગીરધારીરે
હરીવર વરી હરી તુલ્ય થયા જેનું ભજન કરે નરનારીરે હરી.૩
સામળીયાને શરણે જે આવે તેહના તે ભવ દુખ વામેરે
મુક્તાનંદના નાથને ભજતાં અખંડ એ વાતણુ પામેરે હરી૪

પદ ૨

પ્રેમી જનને વશ પાતલીયો સામ સુંદર સુખકારીરે
જાત વરણ રૂપે નવરીજે પ્રભુજીને ભક્તી પ્યારીરે પ્રેમી ૧

પ્રેમ ન નીપજે દેશ વીદેશે પ્રેમ ન હાટે વેચાયરે.
પ્રેમના પાસ ગમાં શીર સાપે તે જન પ્રેમી કાવેરે પ્રેમ ૨
પ્રેમની વાત સુણી પરીક્ષત સવળી સમજણ ન લીધીરે
સાભરીને સુક મુની રસને છપાડો મોહવરીત કહી દીધીરે પ્રેમી ૩
વ્રજવીનતાના પ્રેમને આગે ઉડયા કોટીક કબીરરે
મુક્તાનંદ એ પ્રેમનો મારગ સમજે સંત સુધીરરે પ્રેમ ૪

પદ ૩

પ્રેમ ભકતી જેને ઘટ આવી તેહને હરી રંગ રાચેરે
વ્રજવીનતા કર તાલી બજારે નટવર થઇથઇ નાચેરે પ્રેમ. ૧
માટે મુનીવર દેહ દમીને આત્મ દરશન ઇચ્છેરે
પીંડ બ્રહ્માંડથી પ્રીત તજે પણ પ્રેમનો રાહ ન પ્રીછેરે પ્રેમ ૨
પ્રેમનો મારગ સુકજી પ્રીછે કાં પ્રીછે વ્રજ નારીરે
મુની નારદ રહે મગન પ્રેમ રસ કાવૃષ ભાન કુમારીરે પ્રેમ ૩
પ્રેમની આગળ સાધન સરવે રવી આગળ જેમ તારારે
મુકતાનંદ પ્રેમનો મારગ પ્રીછે તે પ્રભુજીને પ્યારારે પ્રમ ૪

પદ ૪

પ્રેમ રસાય ન જે જન પામે તેનો તે મારગ ન્યારોરે
પીંડ બ્રહ્માંડમાં પ્રીત ન રાખે ઉરધારે પીયુ પ્યારોરે પ્રેમ ૧
લોક લાજ મરજાદા ન માને રહે હરી રંગ રાચીરે
ત્રીભુવનમાં તે ધન્યધન્ય અબળા તેની તે ભકતી સાચીરે પ્રેમ ૨

અગગાને આ ીન સામળીયો અજીત એ અગળા પેગેરે
પ્રેમીજન એ મરમ ન પ્રીછિ હરીજન સંગમાન નરાખેરે પ્રેમ૩
કામ ક્રોધ મદમોહ તજ્યાં દલ પ્રેમી પાસન આવેરે
મુક્તાનંદ પ્રગટ પ્રભુ ઉરધરી લટકે શુ લાડલડાવેરે પ્રેમ. ૪

---

## પદ રાગ ગરબી.

મીઠે મલકડે લોભાણી સુંદર વર પ્યારા
તારા મુખની લાવનતા મીઠીરે મોહન વનમાળી.
ચટકરંગીલા તારા મોલીડાને છેટે મનડુ ડોલે છે કેડેકેડે મો. ૧
રંગડો જામ્યો છે ફુલડાંને તોરે ભમર ભમે છે ચઉકોરે મો. ૨
ભાલ તીલક કેસર કેરૂ રાજે મુખ જોઇ સશીયર લાજેરે મો. ૩
બ્રહ્માનંદ કહે સરવસ વારૂ રૂપ જોઈને વાલા તારૂરે મો ૪

### ગરબી. ૨

તારાં લટકાં પ્યારાં મુને લાગેરે લેરી લટકાળા
હુતો રીજી સલુણા કેરે રાગેરે છેલા છેગાળા
સુંદરનેણ કમલ દળ જેવી ભ્રગુટી ભમર રયા શેનીરે. લે. ૧
ગોળકપોળ સુભ ગતીશ ત્રાજુ કોમળ નાસાકાજુરે લે. ૨
અધર ઉપર જાંણે કુમકુમ ઢળીયું દતડાંદમ કેરીકળાયુરે લે. ૩
બ્રહ્માનંદ કહે સામુ જોઇને મનડુ લીધુ છે મારૂ મોહનેરે લે. ૪

## પદ ૩

વાહલી લાગે છે મુખડાની વાણીરે પ્રીતમજી પ્યારા.
મીઠે મલકડે લોભાનીરે સુંદરવર સારા
નટવર આડી નજરે નીહારી રંગડાનીરે લુવારીરે પ્રી ૧
મધુરમધુર મુખહાસ કરીને લીધા પ્રાણ હરીનેરે પ્રી ૨
મનમોહન તારી નૌતમ મુરતી નીમખ નમેલુ મારા ઉરથીરે
પ્રી. ૩
પ્રહ્લાનંદ કહે રીઝી તારે રાગે અહોનીશ રેજો મારી
આગેરે પ્રી. ૪

## પદ ૪

તારાં છોગલીયાંની છબી ભારીરે કુવર કાંનુડા
છેલા ગુણવંતા ગીરધારીરે લાગો છો રૂડા
પ્રાણજીવન શીર કેસ રૂપાળા કાળા કીતળીયાળાંરે કુ. ૧
લાલ કસુંબીતારાં મોલીડાંને ચટકેજોઇ મોઇછુ કરલટકેરે કુ. ૨
કુડલની છુબી નથી કેહેવાતી નીરખી ઠરેછે મારી છાતીરે કુ. ૩
પ્રહ્લાનંદ કહે રહોને રંગીલા આંખડલીમાં અલબેલારે કુ ૪

---

## પદ રાગ ગરબી.

આવો જીવન જાદવરાય કે જોઉતારી મુરતી
વાલી લાગે છે રાજીવ નેણ મેલુ નહી ઉરથી ૧

આવો છોગાવાળા હો છેલ ખાંતીલા જોઉં ખાંતમાં
મારૂ મનડુ વામે છે મોહન પાઘડલીની ભાતમા ૨
તારી પાઘલડલીના પેચ પાંપણ ઉપર રાજે
રસીયાવર કોટીક કામ છબી જોઇને લાજે ૩
મન માન્યુ છે મહારાજે મોલીડાને તોરે
તારાં નેણું નટવરનાથ કે ચીત મારૂ ચોરે ૪
તમો ચાલો છો સુંદર ચાલ ચતુર વર ચટકતા
આવો પ્રેમ સખીના નાથ ભુવન મારે લટકંતા ૪

ગરબી ૨

રશીયાવર રૂપ અનુપ જોઇને ફરે ફુદી
લાવણ્યતા જોઇને લાલ સારદ પડી ભુલી ૧
પેરી શોભીતા શણુગાર હાર હૈયે ધરીને
આવો મળવા મોહન મીત્ર ચીત્તમાં વીચારીને ૨
આવો લટકા કરતા લાલ વાલમ જોઉં વાલમા
આવો છોગાં ખોશી છેલ ચટકતી ચાલમાં ૩
આવો હસતાને રમતા હો સામ ભુવન મારે ડોલતા
મારા મન ગમતા મહારાજ મીઠુમીઠુ બોલતા ૪
આવો રાખુ નેણુંમાં નાથ મુરતી તારી મન માની
વાલા પ્રેમ સખીના પ્રાણ કે છો નાગર ગુમાની ૫

## ગરબી ૩

અલબેલા આતમરામ કે પ્રીતમ પાતળીયા
તમે છો મારા જીવન પ્રાણ સુંદરવર શામળીયા ૧
મને લાગ્યો તમારો નેહ કે નટવર નાનડીયા
મારા જનમ સગાથે નાથ જીવડલા સાથે જડીયા ૨
કરી રાખુ હૈયાનો હાર હરી હવે નહી મેલુ
મે તો તમ સગ પ્રીતમ પ્રાંણ જાંણીને બાંધ્યુ બેલુ ૩
તમ વીના સનેહી સામ વાહાલુ બીજુ નહી રાખુ
તમ ઉપર સુંદર નેણ પ્રાંણ વારી નાંખુ ૪

## ગરબા ૪

ગુણવત ગીરધરલાલ મદીર મારે આવોને
મારા પુરોને મનના કોડ હેતે બોલાવોને ૧
બેસો ઓરડીયે અલબેલ ઢોલીયો ઢાળીને
મનમોહન મીઠા ગીત ગાવો દેઈ તાલીને ૨
આવો આંગણીયે મહુનાજ રસીક વર જોવાને
આવો મનડુ મોવાને છેલ ગાવલડી દોવાને ૩
આવો જોવા વલોણુ લાલ જાઉ તારે વારણે
નાખી આપુ ચાકળીયો નાથ બેસો મારે બારણીયે ૪
આવો મળમાળા મહારાજ કે દીલ મારૂ કરવાને
આવો પ્રેમાનીના પ્રાણ ભુજ ભરી મળવાને ૫

## પદ રાગ પરજ.

રે વેચાંણી હરીવરને હાથે નેડો લાગ્યો નંદનાનંદન સાથે રેવે.
રેવાલીડાના મુખડાની વાણી સુણી હુતો એમાં પ્રોવાણી રે વે.
રે રસીલાની મુરતી રૂપાળી મોયુ મન છોગલીયાં ભાલી રે વે.
રે વેધાણી હુ મળમાળે વેણે લોભાણી હુ કલરીયે નેણે રે વે.
રે વાયે મુખ મોરલડી ગેરી બ્રહ્માનદનો વાલો લેરી રે વે.
રે ગઈતી ગાવડલી દોવા પ્રીતે મુખ મોહનનું જોવારે ગે.

પદ ૨

છાનીછાની લોક તણી લાજે ચાલી હુતો કાંનુડાવર કાજેરે ગૈ.
મુજપર અઢળકઢળીયા વાલો સામા શેરડીયે મળીયા રે ગૈ.
રે ટોડીલે કલરીયે કાને સખી મુજને સમજાવી સાંને રેગે
રે તેની નડી ગમ બીજા કોઈને વળીબ્રહ્માનદનો વાલોજોઈને ગે

પદ ૩

રે મંદીર આવોને આવા પ્રેમે મુને અધુરાં મૃત પાવા રે મં.
રે તમ સગ મન માંન્યુ મારૂ નીમખ એક નથી રેતુ રે મં.
રે તમવીના બીજુ નથી ગમતું રેઠે ગન કેડેકેડે ભમતુ રે મં.
રે જીવુછું મુખડાને જોતી છોગી મારે નથડીનું મોતી રે. મ
રે બ્રહ્માનંદના વાલા વારી મોહન તમે સર્વ નીધી મારી રે મ.

પદ ૪

રે રજની જાગ્યા કે સગે રંગાંણા છો તેને રંગે રે રજ
રે અચળો થાય છે અમ ! એવી કુણ ભારમાગા તમને રેર

રે રંગીલી નોનમ રૂપાળી મીઠા બોલી અંતર મળમાળી રજ.
રે તેથી ક્ષણુ દુર નથી રેતા બીજાની તો ખબર નથી લેતા રજ
રે બ્રહ્માનંદના વાલા ત્યાગી તેની તમને લાડચડી લાગી રજ.

---

## પદ રાગ ગરબી.

ધર્મ કુવર ધનસામજી મારા પ્રાણુ તણા આધાર જોઇને જીવુંછુ
તન મન ધન તમ ઉપરે લેઇ વારૂ વાર હજાર જો ૧
સુંદર મુરતી મોહની મરા મનમા ખુચી રાજ. જો.
તમ વીના મુને કાનજી બીજુ કાંઇ નવ ગુઝે કાજ જો. ૨
પાપણુપર આરોહ દઇ તમે બાંધી પાઘ અનુપ જો.
કોટીક કંદ્રપ વરણે લેઇ વારૂ એ રૂપ જો. ૩
ભાલ તીલક શોભ ઘણી જાણે ભ્રગુટી કામદુ બાંધુ જો
કમલ નયન કટાક્ષમા મરા તાણ્યા લોહો પ્રાણુ જો. ૪
મધુર મધુર હસતુ જોઇને વાધ્યો પ્રેમ અપાર જો.
વાગ કરણમા સામ છે તીલ નીરખ્યા જેવો નીત જો ૫
તીલ જોઇ જમણા ગાલમાં વાધી પ્રેમાનંદમાં પ્રીત જો

પદ ૨

શી કહુ શોભા અંગની જોઇ લાચનીયાં લોભાય ચીતડુ ચોરે છે
નીરખી નાસાકીરની મરા ભાગ્યાં પાતીક જાય. ચી ૧
અધુર પ્રવાલાની ઓપમા જાણું કુંદકલી સમ દાંત ચી.
ચીબુક તણી શોભા ઘણી કંબુ કંઠ જોયાની ખાંત ચી ૨

વૃક્ષ સ્થલ વાલુ ઘણુ મુને મલવા વાધે પ્રીત ચી.
આ જાન બાહુ ઉરધરી આવે નત્રીચે મોહનપ્રીત ચી. ૩
ઉદરમાં ત્રીવલી પડે ઉંડી નાભી નૈતમ જોઇ ચી.
શ્યામ કટી સેયામગ્રી ઉરમાંઈ રત્નુ ન ના ઇ ચી. ૪
જાનુ જુગલ છમી જોઇને મારો સુ ટા ન ી અવતાર ચી.
પીડીપાની નીરખવા મારે દુર થયો ચી. ૫
શોભે ચીને જુક્ત છે એવી જુગલ ની જોડ. ચી
અખડ રહો હૃદમા પુરો પ્રેમાનદના કોડ. ચી. ૬

પદ ૩

નવલ સનેહી નાથજી રૂપાળા રાજીવનેણ વાલા લાગો છો
હસતાં હસતા હેતમા બેલો છો મીઠાં વેણ વા. ૧
આખડલી અમ્રત ભરી કાઇ કરૂણા કદી નવ જાય. વા.
ચીત્ત ચોરાણુ ચાલમા મરકલડે મન લોભાય વા. ૨
આતુરતા નથી અંગમાં દીશે છે શીલ સ્વભાવ વા.
પ્રેમ તણો પરવાહ વહે નેણામાં નટવર નાવ વા. ૩
ભુદર ભાવીક ભાવના નુથી અરથા અરથી સામ વા.
પરમારથને કારણે પધાર્યા પુરણ કામ વા. ૪
દીન ઉપર તમે દયા કરી તમ દુર્લભ દરશનદેવ વા.
કામ તરૂ છો કાનજી જાંણે મોટા મુનીવર દેવ. વા. ૫
કરૂણા નીધી કરૂણા કરીને છોગાળા રંગ છેલ વા.
પ્રેમાનંદ કહે અખંડ રહો આંખલડીમાં અલબેલ વા. ૬

પદ ૪

ધર્મ કુંવર શ્રી કૃશ્નજી તમે ભકતપતી ભગવાંન
એ વર માગું છું.
જ્ઞાનીપી તમે હાસને નીત આપો છે એ દાન એ વ.
નીરવીકલ્પ ઉત્તમ અતી એવું નાશ્ચે નાથ તમારૂ એ વ. ૧
મળેલા તમ આગળે હું અરજ કરૂ એ સારૂ એ વ.
માહાત્યમજ્ઞાને સહીત હરીએવી એકાંતીક તમભકતી એવ. ૨
પ્રીત રહો તમ ચરણમાં બીજે રહો સદા વીરકતી એ વ. ૩
હું મા તમારૂ ભકતપણું કરી એમાં કોઇ પ્રકાર એ વ.
દોષ નરહે કોઇ જાતનો આપો ધર્મ કુમાર એ વ. ૪
તમારા કોઇ ભકતનો મારે દ્રોહ ક્યારે ન થાય એ વ.
સંગ એકાંતી ભક્તનો મુને નીત્ય આપો મુનીરાય એ વ. ૫
દાસ તમારા દાસનો મુને રાખો નાથ હજુર એ વ.
પ્રેમાનંદની વીનતી સાંભળજો શામ જરૂર એ વ. ૬

---

પદ રાગ પરજ.

હે લાગીર હે લાગી મળમાળાશુ માર હે લાગી.
મધ્ય રાતેરે વાલે મોરલી વજાડી
સાસાગત મા ઝાંખી જાગી. મળ. ૧

બંશીને નાદે હુતો ઘાયલ થયલું
લોકતણી લજ્યા ત્યાગી. મળ. ૨
નંદનાનંદન શુ નેહ બંધાણો
મનઠાની ભમણા ભાગી. મળ. ૩
મુક્તાનંદના નાથને મલતાં
વાત જોઇને વેદદ વાગી મળ ૪

પદ ૨

મન વશીયારે મારે મનવશીયા મનગમતા મારેમન વશીયા
જરકશી પાઘ કસુંબી જામો
પીતાંબર કમરે કમરે કશીયા મન. ૧
ગોપીજનને મનડે રે ગમતા
રાસ વીનોદ તણા રશીયા મન ૨
પ્રેમીજનને વસ પાતલીયો
અણુતેડયા આવે ધશીયા મન ૩
મુક્તાનંદના નાથને મલતાં
તનઠાના તાપ સવે ખશીયા મન ૪

પદ ૩

રંગ લાગ્યોરે મારે રંગ લાગ્યો રશીયાજીનો મારે રંગ લાગ્યો
ગુઢો રંગ લાગ્યો ગીરધરનો
ઉમ ટવાનો હવે ભય ભાગ્યો રશી ૧

જીવડલા સાથે રંગ જડીયે.
જેમ શેના સંગ સોહાગે રશી ૨
જુઠું જગતનું સગપણ તોડયું
જેમ તોડે કાચો ધાગો રશી ૩
મુકતાનંદના નાથને માંનતા
જીત તણો ડંકો વાગ્યો રશી ૪

પદ ૪

હરી વરીયારે મેતો હરી વરીયા શીરપાઅંગમાં દઇનેકુંગીવરીયા
જુઠા જગતની આશ તજીને
જગજીવન વાલો ફરીયા શીર ૧
જેને વરેરે જમ પ્રાસન નાશે
તે સર્વે નર પરીયા શીર ૨
વાલે પેરાવ્યો મુને અખંડ ચુડો
જેને દેખીને જમડા ડરીયા શીર ૩
મુક્તાનંદના નાથને મલતાં
કાલ તણે શીર પગ ધરીયા શીર ૪

---

## પદ રાગ ગરબી

તમે મીઠુ મીઠુ બોલીરે મન લીધુરે
મીઠડા બોલાજી કાંઇ કાંમણુ મુજને કીધુરે મી. ૧

સુણી મુખની મીઠી વાણીરે મી.
કરૂ તનમન ધન કુરબાંણીરે મી. ૨
તારૂ રૂપ અલોકીક જોયુંરે મી.
જોઇ મનડુ મારૂ મોયુંરે મી. ૩
મેતો સેજડી બીછાઇ તમ સારૂરે મી.
આવો કોઇ નથી કેનારૂરે મી. ૪
શીદ ડરતા ડરતા ચાલોરે મી.
બાગ મંદીરીયાંમાં માલોરે મી. ૫
સર્વે વસ કીધી વૃજનારીરે મી.
જાયે બ્રહ્માનંદ બલીહારીરે મી ૬

પદ ૨

મુને રસબસ કીધી રસ રંગેરે રશીયા રંગીલા.
મારૂ ચીતડુ ડોલે તમ સંગેરે રસી. ૧
હુતો ઘરનો ધંધો ભૂલીરે રસી.
જોઇ કરૂછુ નીશદીન ફુલીરે રશી. ૨
બેઠુ મારે તમારૂ આવી બાંનુરે રસી.
હવે કેમ કરી રાખુ છાનુંરે રસી. ૩
મેતો મેણુ તમારૂ લીધુ માથેરે રસી.
એક સગપણ કીધુ તમ સાથેરે રસી. ૪
મારે તમથી જોયે એક સાચુરે રસી.
સાને લોકડીયાથી લાજુરે રસી. ૫

વળી વળી હસી હસી વાત વધારી. રસી.
બ્રહ્માનંદનો જનમ સુધાર્યોરે. રસી. ૬

પદ ૩

તમે કોડે કોડે પ્રીતડી કીધીરે કાંન વર કોડીલા
આવી કોડે કોડે જુઓ મુજ સાંમુરે કાં. ૧
સરવે પુરો મારા હૈડાની હામુરે કાં. ૨
કોડે કોડે આવીને કાઈ કેજોર કાં.
વાલા દરશન નીત નીત દેજોરે કાં. ૩
કોડે કોડે કરો આવી આલુરે કાં.
તારા ભુદર લટકા બહુરે. કાં ૪
કોડે કોડે પેરોને હાર કોટુરે કાં
ચીત ચોરો નયણુની ચોટેરે કાં ૫
કોડે કોડે બોલોને કાલુ કાલુરે કાં.
લાગે બ્રહ્માનંદને વાલુરે કાં. ૬

પદ ૪

હુસે હુસે આવી હેરણ્યાં હેયોરે હરીવર હુસીલા.
માથે તોરો ઘાલી કુલડાં હેરોરે હરી. ૧
હુસે હુસે લઇ મોરલી હાથેરે હરી.
રૂડા શોભો ગોપીજન સાથેર હરી. ૨
હુસે હુસે મધુર સ્વર ગાતારે. હરી.
આવો વાલમા મોરલી વાતારે હરી. ૩

હુસે હુસે હરો છો આવી હાંશીરે હરી.
હરી તેણે વશ કીધાં વૃજવાશીરે હરી. ૪
હુસે હુસે ફોડો છો આવી હેલુરે હરી.
કીધુ ગોકુળ સરવે ઘેલુરે. હરી. ૫
હુસે હુસે ચાલો તમે જોતાંરે હરી.
બ્રહ્માનંદનું મનડુ મોતારે હરી ૬

પદ ૫

તારી મોરલડીને તાનેરે લાલ ચટકી લાગી છે
વળી સુંદર ભીનેવાનેરે. લા. ૧
અતી છબી અલોકીક ભાળીરે લા.
રસ રીત ઘણી રૂપાળીરે લા. ૨
ખાસી અવલ પછેડી એશેરે લા.
વળી નટવર સુંદર વેશેરે લા. ૩
જોઇ રૂપ અલોકીક તારૂરે લા.
લેઉં તનધન સરવશ વારૂરે લા. ૪
કર્યું તીલક મનોહર ભાલરે. લા.
સુંદર વર તારી ચાલરે લા. ૫
નોતમ અણીયારે નેણેરે લા.
બ્રહ્માનંદ કહે રસને વેણેરે લા. ૬

પદ ૬

તમે અલવ હરો છો આવી આવીરે નાગર નટવરજી
છાંની નહી રહે થાવળી ચાવીરે ના. ૧
વન એકલડી મુને જાંણીરે ના.
કેમ બોલો નીર્લજ વાણી ના ૨
તમે છેલ થયા તે સૌ જાણુરે ના.
કાંઇ ગણો નહી ટાણુ કે કટાણુરે ના ૩
રીતે કહુછું વેગળા રેજોરે ના.
કાઇ અલફેલ મુખમાથી કેજોરે ના. ૪
સાને વેહેતા રોહો છો તમે વાટેરે ના.
આવી ણાજેમાં મહીને માટરે ના ૫
બ્રહ્માનંદ કહે તમને હુ વારૂરે ના.
નહો. લેશો કોઇના મત મારૂરે. ના. ૬

---

## પદ રાગ ગરબી

ઓરા આવો મારા લેરખડા લેરી
કીધો તમ સારૂ મેં જગ વેરી ઓરા આવો ૧
કાજુ નઉતમ જામા જરકશીયા
શોભે પાઘડલી શિર સોનેરી ઓરા આવો. ૨

નંગ જડીલ બાજુ બેરખડા
કરે ચોંચી હેમ કડાં પે'રી — ઓરા આવો. ૩
તમે રશીઆ રંગડાંના ભરીયા
મુખે મોરલડી વાતા ઘેરી — ઓરા ઓવો. ૪
બ્રહ્માનંદના છેલા છોગાળા
ચાલ્યા ચાલ મલપતી ગજ કેરી — ઓરા આવો. ૫

પદ ૨

મરમાળા મનમાંન્યા માવા રહો આંખડલી આગે આવા
તારાં મનમોહન મીઠા વેણું આવો શામ તમે મને સંભળાવા મુન
નીત આવો વાલમ મારે મંદીરીયે રૂડી ચાલ ચતુરાઈ શીખાવા ,,
તમે નાવોતો હું નંદજીને ફરીયે બહુ હેત કરીને આવું ઓલાવા ,,
બ્રહ્માનંદના બાલસ્નેહીડા રાખું જોર કરી નહિ દઉં જાવા ,,

પદ ૩

વાલુ લાગે મુને મોહન મુખ તારૂં
છે જો પુરણ ચંદ થકી પ્યારૂ — વાલુ. ૧
તારા મુખડાની મીઠી લાવણુતા
જોઇ જોઇ કોટી કોટીક કંદર્પ વારૂ — વાલુ. ૨
શુભ ગોળ કપોલ તીલક તાજુ
તેમાં લોભાણુ મનડુ મારૂ — વાલુ.

તારા મુખની શોભા મળમાળા
નીત નીરખી અંતરમાં ધારૂ વાહ્લા. ૪
બ્રહ્માનંદ કહે વશ કીધી મુજને
છે જો કેડીલુ કામણગારૂ વાહ્લા. ૫

પદ ૪

તારી મુરતી મન માનીરે શંકા હવે જગની કોણ ધરે
લટકાળા તમને લાડકા મે તો દીઠેલ જમનાંને આરે તા.
મન મોહન સુંદર મોલ ડે તારા ફૂલ તણા ઝુકીયા તારે તા.
શુભ જાસા દીપ સમાન બની કાન્ધુ નણુકમળ ફેરે અનુસારે તા.
બ્રહ્માનંદના હારહજારીડા હુ તો જીવુછુ તમને દેખુ જ્યારે તા.

---

## પદ રાગ ગરબી.

ઓરા આવો નટવર નાંનડીઆ
તમે મારા જીવ સાથે જડીઆ ઓરા. ૧
શોભો છો સોનેરી પટકે છબી રંગ ચોલ તણે લટકે
લીધુ મન હાથ તણે લટકે ઓરા. ૨
કરી મેં તમ અર્થે કાયા લાગી છે મુખડાની માયા
જીવો ઘણુ જસોદાના જાયા ઓરા. ૩
સુંદર વર લાગોછો સારા ન મેલુ એક એક ઘડી ન્યાળા
છો જી મારા પ્રાણ થકી પ્યારા ઓરા. ૪

વાતુ થકી દુખડાં વિસરીએ જોઈજોઈ અંતરમાં ઠરીએ
માના આવો ગોઠડલી કરીએ ઓરા. ૫
કટીપર પીતાંબર કસીયા હેતે નીત બોલો છો હસીયા
બ્રહ્માનંદના વાલાજી રસીયા ઓરા. ૬

## ગરબી. ૨

વાવો હરી વાંસલડી વાલા લાલીડા નંદ તણા લાલા
મોહ્યુ મન બંસીના સ્વરમાં ભરીછું આનંદના ભરમે
નથી હવે રેહવાતુ ઘરમે વાવો. ૧
સુણી સ્વરવે અંતરની બલગુ બંસીમેં ચીત મારૂ વળગ્યુ
અધ ક્ષણ નવ થાયા અળગુ વાવો. ૨
વેંધાણી બંસીને નાદે સુણું છુ સુંદર વર સ્વાદે
માઓ હરી ઉંચેરે સ્વાદે વાવો. ૩
આવી છુ સાંભળવા ઓલે બંસી અતિ મરમાલે બોલે
સુણી દીલ વસી ચાર જુગ ડોલે વાવો. ૪
બંસી મુને લાગે છે પ્યારી ઘેરી ઘેરી વાજે ગીરધારી
બ્રહ્માનંદ જાયે બલીહારી વાવો. ૫

## ગરબી ૩

આવો આવો સુંદર વર ઓરા જોઉ આયે ફુલડાંના તોરા
આરૂ સર્વ આવ્યુ છે મજરે દેખોછો અમરતની નજરે
મોહ્યું મન ફુલાંને ગજરે આવો. ૧

ઘોળે મુખ ઉપર ત્રીલ ગાજુ કપોળે તીલકડી ગાજુ
બહુ રૂડા લાગે છે બાજુ આવો. ૨
મનોહર મુરતી મન સાની છુપાડી કેમ કરી રહુ છાની
દેખી હું થઇ છુ દીવાની આવો. ૩
કેસરની આડ કરી ભાતે વળી વળી બોલો છો વાલે
ચાલો છો હંસ તણી ચાલે આવો. ૪
સુરંગી સુથણુલી ચંગી અનોપમ પેરીને અંગી
બ્રહ્માનંદના વાલા રંગી આવો. ૫

## ગરબી ૪

છોજી તમે નંદ તણા નંદા ચતુર વર ગોકુળના ચંદા ટેક.
કોડીલા કુંવર કાનુડા નટવર સુંદર નાનુડા
રાજેશ્વર દીસો છો રૂડા છોજી. ૧
આંખુ તારી અતિશે અણિયારી મનોહર સુંદર મળમાળી
રંગીલી મુરતી રૂપાળી છોજી. ૨
આવો ઘેર આવોને આવા ખાતે મહી માંખણીયુ ખાવા
મીઠુ મીઠુ બોલોને માવા છોજી. ૩
પેરી તમે જરકસીઆ જામા ચાલી આવો વાલમજી સાંમા
વાઓ હરી બંસી વીસામા છોજી. ૪
કોઇ વીધ જાશો નહિ કલીયા હેતે તમે કુષ્ણ તણે હલીયા
બ્રહ્માનંદના વાલા છલીઆ છોજી. ૫

# પદ રાગ પરજ.

લગાડી તે પ્રીતી લાલરે પ્રીતલડી તો લગાડી
પ્રીતમ માર્યારે પ્રેમનાં તમે તીખાં તીખાં બાણ
જોતાં તમને જાદવારે થયા પરવશ મારા પ્રાણરે પ્રીત. ૧
વાલી ભ્રકુટી વાંકડી વાલાં લાગે છે સુંદર વેણ
નટવર તમને નીરખતાં મારાં છડયુ નાખેછે નેણરે પ્રીતી. ૨
હાર હજારે પેરીયા નેણ ન જોરાજોર
બ્રહ્માનંદ હૈડે વસ્યો કોડીલો નંદ કીશોર પ્રીતી. ૩

પદ ૨

બજાવી તે બંશી કાનરે વાંસલડી તો વજાડી
માવા તમારી મોરલી આરે ખુબ પડી છે ખેદ
કોધી એણે કાળમાં છાતલડી માંહી છેદરે વાં. ૧
વેણુ વજાડી વીઠલા રૂપાળા રંગ રેલ
ઘર ધંધા ભુલીગઇ હુ તો ભરવુ ભુલી જલહેલરે વાં ૨
વ્રહમાં વાગી વાંસળી આવી સુંદર જેણે સાદ
બ્રહ્માનંદ કહે વશ થઇ મોરલડીકેરે નાદરે વાં. ૩

પદ ૩

પેચાલી તે બાંધી પાઘરે પાઘડલી તો પેચાળી
પાઘડલીના પેચમાં થયુ મન મારૂ ગુલતાન
વાલમ મુને વશ કરી કોડીલા છેલા કાન પાઘ. ૧

ફુલ તોરાની ફોરમાં જોઇ ભમર થયા ચકચુર
મતવાલા થઇને ફરે મેલી ના જાયે દુરરે પાઘ. ૧
માવા તારૂ મોલીયુ મે દીઠુ વાંટાદાર
બ્રહ્માનંદના વાલમા વીસાર્યો મેં સંસાર. પાઘ.

પદ ૪

મરમાળી છે આંખો માવ રે આંખડલી તો મરમાળી
આંખડલી અણીઆળીયુ પ્યારી જાંણેરે તીખાં બાણુ
ચીતડામાં લડી ગઇંમુને કરી લીધી વેચાણુરે આંખ. ૧
નેણાં તમારા નાથજી છે મારે રાતાં ચોળ
અંતરમાં ઉંડા ગયા થયુ હૈડુ હાલ કલોલ આંખ. ૨
અતિશે દીઠાં આકરારે આડી દીધીરે ધીરજ ઢાલ
બ્રહ્માનંદ કહે કહે માફ કર્યાં લોચનીઆં તારાંલાલરે આંખ. ૩

---

## પદ રાગ ગરબી.

પ્રગટ હરી મુજને મળ્યારે લોલ
કાંઇ કળ્યામાં નાવે વાત મારી બેની પ્રગટ. ૧
આજ દીનબંધુ અઢળક ઢળ્યારે લોલ
પોતે પુરષોતમ સાક્ષાત મારી બેની પ્રગટ. ૨
એતો પ્રકુતી પુરૂષ થકી પર છે રે લોલ
એતો અક્ષર તણા આધાર મારી બેની પ્રગટ. ૩

એતો રાધા રમાના વર છેરે લોલ
એનો નીગમ ન પામે પાર મારી બેની પ્રગટ૦ ૪
એતો રાજા ધિરાજપણે લાજતારે લોલ
એતો ત્રીભુવનપતી ભગવાન મારી બેની પ્રગટ. ૫
એતો સુરતર ગુની શીર છ જતારે લોલ
મન મોહનરૂપ નિધાન મારી બેની પ્રગટ ૬
માહા મુકત પુજે જેની પાદુકારે લોલ
એવા પરમ પુરૂષ મહરાજ મારી બેની પ્રગટ. ૭
જેને ઘડીએ ન મેલે મા રાધીકારે લોલ
એવા દુલભ સુલભ થયા આજે મારે બેની પ્રગટ. ૮
ન વીચહુ ધર્યો કરૂણા કરીરે લોલ
લીધો દ્વીજ કુખે અવતાર મારી બેની પ્રગટ. ૯

પદ ૨

પ્રગટ થયા છે આ સમેરે લોલ
શ્રી કૃષ્ણ કમલ દલ નેણ અવીનાશી પ્રગટ. ૧
જેને સુરપતિ નરપતિ સરવે નમે રે લોલ
એવા ધર્મ કુંવર સુખદેણુ અવિનાશી પ્રગટ. ૨
જે ગોકુળ ચંદ નંદ લાડીલોરે લોલ
તેજ ભકિત ધર્મ સુત શામ અવિનાશી પ્રગટ. ૩
તેણે મુક્તિનો દાવ ઉઘાડીઓરે લોલ
નર નારીને દેવા નીજ ધામ અવિનાશી પ્રગટ. ૪

સુધર્મ ધરા પર સ્થાપવારે લોલ
ઉખાડવા અધર્મનાં મુળ અવિનાશી        પ્રગટ. ૫
નીજ જનને અખંડ સુખ આપવારે લોલ
પાવન કરવા ભકિત ધર્મ કુળ અવિનાશી        પ્રગટ. ૬
અસંખ્ય જીવ ઓધારવાને આવીયરે લોલ
બ્રહ્મ મોહોલ વાશી હરી રાય અવિનાશી        પ્રગટ. ૭
મોટા મુકત મુનીને સાથે લાવીયારે લોલ
જેનાં દરશન કરે પાપ જાય અવિનાશી        પ્રગટ. ૮
મે [illegible]કુંવર ભકતી ધર્મનાં [illegible]લ
હ[illegible] કૃષ્ણ નારાયણ નામ અ[illegible]શી        પ્રગટ. ૯
વા[illegible] [illegible]ર્ત કાપે છે બધ કમ [illegible]ર લોલ
પ્રેમાનંદનો સ્વામી ઘનશ્યામ અવિનાશી        પ્રગટ ૧૦

પદ ૩

જેને જોઇએ તે આવો મોક્ષ માગવારે લોલ
આજે ધર્મવંશીને દ્વાર        નરનારી        જેને. ૧
જન્મ મૃત્યુના ભય થકી છુટવારે લોલ
શરણે આવો મુમુક્ષુજન        ,,        ,,        ૨
શીદ જાઓછો બીજે માથુ કુટવારે લોલ
હો તો તરત થાશો પાવન        ,,        ,,        ૩
ભુંડા શીદ ભટકોછો મત પંથમાંરે લોલ
આવો સતસંગ મોક્ષરૂપ મેલીને        ,,        ,,        ૪

આણો પ્રેમ પવિત સાચા સંતમાંરે લોલ
થશે મોક્ષ અતિશે અનુપ „ „ ૫
જુઓ આંખ ઉઘાડી વિવેકનીરે લોલ
શાંદ કરો ગોળ ખાંડ એક પાડ „ „ ૬
લીધલાજે બીજા ગુરૂ લેખર્નીરે લોલ
કામ ક્રોધે વધારી છે રાડ „ „ ૭
એવા અજ્ઞાની ગુરૂના વિશ્વાસથીરે લોલ
જાતા નરકે વગાડતા ઢોલ „ „ ૮
પ્રેમાનંદ કહે છોડાવે કાળ પાસથીરે લોલ
આવો શરણે આપે છે હરી કોલ „ „ ૯

## પદ ૪.

જાઉં ધર્મ કુંવરને વારણેરે લોલ
ભવ બુડતાં ઝાલી મારી બાય અલબેલે જાઉં. ૧
બાંય ઝાલીરે તાણી લીધી બારણેરે લોલ
નહિ તો વહીને જાતી હતી કયાની કયાએ „ „ ૨
વાલે ઘોર કળીમાં કરૂણા કરીરે લોલ
લીધો ધર્મ ગૃહે અવતાર „ „ ૩
પોતે અક્ષરપતિ આવ્યા શ્રીહરીરે લોલ
કરવા અધમ તણો ઉદ્ધાર „ „ ૪

વાહ્લે પ્રગટ પ્રતાપ જણાવીયોરે લોલ
મેટયા લેખ્યા વિધાત્રા લેખ અલબેલે " " ૪
જીવ જમના તે હાથથી છોડાવીયોરે લોલ
મારી કર્મની રેખપર મેખ અલબેલે " " ૫
ચાર વર્ણ આશ્રમ ચારનારે લોલ
થ.પ્યા અચળ ધરાપર ધર્મ અલબેલે " " ૬
મદમાંસ ચોરી દ્રેલ જારનાંરે લોલ
નરનારીના સુધાર્યા કર્મ અલબેલે " " ૭
કીધાં સુખ અંતર નરનારીરે લોલ
ધરમભગતી પધરાવ્યા માંહી અલબેલે " " ૮
એવા દિવ્ય ચરીત્ર ગિરધારીન રે લોલ
પ્રેમાનંદ જોઇને વારી જાય અલબેલે " " ૯

---

## પદ રાગ ગરબી

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ
આવોને ઓરા હેતે કરીને સામુ હેરીએ ૧
આવોને ઓરા લાવો મળ્યાનો આપણુ લીજીએ ૨
આવોને ઓરા ખાંતે કરીને આપણુ ખેલીએ ૩
આવોને ઓરા કુલડે બીછાઇ મેં તો સેજડી
આવોને ઓરા હાથ જોડીને આગે છુ ખડી ૪

આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છુટતાં
આવોને ઓરા દુરીજન દેખીને છાને કુટતા ૫
આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે
આવોને ઓરા બ્રહ્માનંદ જાય તમારે વારણે ૬

પદ ૨

પધારો નાથ વાટ જોઇને ઉભી કયારની
પધારો નાથ શંકાતજી મેં સંસારની ૧
પધારો નાથ મંદીર અમારે રંગ માણીયે
પધારો નાથ અવગુણુ અમારાં ચીત ન જાણીયે ૨
પધારો નાથ તમને વધાવું મોતીડે કરી
પધારો નાથ પ્યારા રાખીશ હૈઆ ઉપરી ૩
પધારો નાથ માથા સાટે વરીછુ રાજને
પધારો નાથ મેલી લોકડીયાની લાજને ૪
પધારો નાથ ચીતડુ મોહ્યુ તમારી ચાલમાં
પધારો નાથ ભુધર લખ્યા છો મારા ભાલમાં ૫
પધારો નાથ છેલ છબીલા કુંવર નંદના
પધારો નાથ વાલા રસીલા બ્રહ્માનંદના ૬

પદ ૩

છબીલા છેલ દુર ફરો છો શીદ ડોલતા. છ.
અમથી શામાટે નથી બોલતા. છ. ૧

અમને તમારો એક આશરો છ.
મનમાં ન ગોઠે પીયર સાસરે. છ. ૨
વાલપ લાગી તમારા વેણુમાં છ
આવોને રાખશુ જોને નેણુમાં છ. ૩
મુજને લાગી તમારી આખડી છ.
પ્યારા પધારો પેરી ચાખડી છ. ૪
સવે કરીને આવો ભેટવા. છ
મનડાંની દાઝ સરવે મેટવા છ. ૫
આલસ મેલીને હવે આવીયે છ.
બ્રહ્માનંદને હસી બોલાવીયે. છ. ૬

પદ ૪

રંગીલા કાંન અરજી અમારી એક કીજીયે. રં
મનની આંટી તે હવે મેલીયે રં. ૧
રહોને આવીને અહીયાં રાતડી રં.
વાલપની કરીયે જો વાતડી રં. ૨
ઝઝુ તમને કરી સુ દાખીયે રં
રાંકુથી રીશ નવ રાખીયે રં. ૩
છેટ રેવુ તે વારી નવ ઘટે રં.
મળ્યા વીના તે પીડા નવ મટે રં. ૪

પ્રીત કરીને અમને પરહર્યાં ૨.
કુબજાનાં ઘરતે પોતાનાં કર્યાં. ૨. ૫
બ્રહ્માનંદની અરજી તે સાભળો ૨.
આવીને એકાતે મુજને મળો. ૨. ૬

---

## પદ રાગ સોરઠ

સુણ સાહેલી સેહેજાનંદ સંગાથે મારે પ્રીતડી
તે તો નવ છુટે અતરમા અલોકીક એવી ટેવ પડી (ટેક)
હુ ડરૂ નહી હવે કોઇની ભાગી.
મેતો લોક લજયા સર્વે ત્યાગી
મારી લગની એ મારે લાગી સુ.
મને ઘર ધધો દીઠો ન ગમે
મારૂ મનડુ તો તે પાસે ભમે
વાલો રૂદીયામાં દીન રાત રમે સુ. ૨
મેતો રામજીને કીધુ અચળ સહી
બહુ કુટી થાકયા લોક કહી
હવે શીર સાટેની વાત થઇ સુ. ૩
સૌ વિસરૂ તનધન કુટંબી સગુ
એથી અદક્ષણુ મન ન રહે અળગુ
બ્રહ્માનંદ કહે મારૂ મન વળગુ. ૪

પદ ૨

ઉરમાંહી વસી સહેજાનંદ સલુણી સુરત માધુરી થઈની
સંહની હાલ લાલ છબી નીરખતાં મારી નજર ઠરી (ટેક)

પગે ચટકા કરતી ચાખડી.
છબી નટવર સુંદર હાથ છડી.
કરે ખ્યાલ અલોકીક ઘડી ઘડી ઉ ૧

વાલો જરકશીયા જામા પેરી
ચાલે ચાલ ચટકતી ગજ કેરી
તેણે લીધુ મન મારૂ હેરી ઉ. ૨

જે કોઇ એ સાથે પ્રીત કરે
તેના અંતરમાં જગજીવન રહે
તે ફેરા ભવમાં કદી ન ફરે ઉ. ૩

આવે અંગ આભુશણુ ઉલશીયો
કટી જરકશીનો કશણો કશીયો.
વાલો બ્રહ્માનંદને મન વશીયો. ઉ. ૪

પદ ૩

મારા રૂદીયામાં રાત દીવસ એક રટના સેહેજાનંદની
દ્રગ આવી વશી સુંદર શામ શરૂપ છબી જગવંદની (ટેક)

દીલ છુટી આંટી દગમગની
મેતો મરજાદ મેલી જગની
મારી લાગી એ સાથે લગની. મા. ૧

જે એ સાથે લગના લાવે
તેની જન્મ મરણુ સંસુતી જાવે
હોય ભાગ્ય બડા તેને ભાવે. મા. ૨
મેતો ઓટ ગ્રહી અવીચળ એની
મારે આશા નહી બીજા કેની
એ વીના બીજુ કંઈ છે નહી મા, ૩
એ વસ્તુ વેચાય નહી કોઇ હાટે
તે મલે નહી દીધા દ્રવ્ય માટે
બ્રહ્માનંદ કહે એતો શીર સાટે. મા. ૪

પદ ૪

ધન્ય સંત સૂજાણુ સેહેજાનંદ ભજનમાં મન લેલીન હે.
કરી અચળ વીવેક એક ટેક ધારી રહેશો પ્રવીનહે.(ટેક)
જેણે તન ઉપાધી સર્વે ત્યાગી
ઉર ભ્રમ કર્મ ગ્રંથી ભાગી.
રહે અખંડ ભજનમે અનુરાગી ધ. ૧
નહી કામ ક્રોધ મદ લોભ કદા
રહે રામ નીરંતર માંહી રૂદા
તે સમદર્સી બ્રહ્મરૂપ સદા ધ. ૨
ધુન્ય અખંડ ન ભુલત એક ઘડી
ઉરમાંહી અલોકીક ટેવ પડી
જેની સુરતી અહોનીશ ગગન ચડી. ધ. ૩

નીત્ય બ્રહ્માનંદ ઉર સુખ વાશી
જેને અષ્ટસીધી નવનીધી દાસી.
એવા પ્રગટ પ્રભુના ઉપાશી. ધ ૪

---

## પદ રાગ ગરબી.

હુતો જાઇસ ગીરધર જોવારે મા સુને વારીશમા
મારા ઉરમાં છબીલાજીને પેવારે મેણું મારીશમા (ટેક)
જાઇશ જોવા હુતો નંદજીનો લાલો
હારે મારો પ્રાણ સનેહી લાગે વાલોરે મા. ૧
છેલ છબીલો વાલો કુંજબીહારી
હારે એતો જીવન દોરી છે મારીરે મા ૨
વારીશમાં હુ તને કહુ છુ પહેલુ
હારે હુતો માનુ જાતા નહી મેલુરે. મા ૩
પ્રેમાનંદના સ્વામીને સારૂ
હારે કુરબાણ કર્યું જીવન મારૂરે મા ૪

પદ ૨

હારે મેતો જોયા ચતુર નંદલાલરે ઉભા ચોકશીંગે
હારે કર્યાં તીલક કેશરના ભાલરે સુંદર વર રંગે
શ્વેત પાઘ શીર ઉપર શોભે
હારે જોઇ છોગલીયાં ચીત્ત લોભેરે ઉ. ૧

શ્વેત હાર પેર્યાં ઉર કાજુ
હારે બાંધ્યા શ્વેત કુસુંમના બાજુરે                ઉ. ૨
શ્વેતાંબર સરવે અંગે બીરાજે
હારે જોઈ કોટી કામ છગી લાજેરે                ઉ. ૩
પ્રેમાનંદ કહે પલવટ વાળી
હારે ચડ્યા ઘોડલડે વનમાળીરે.                ઉ ૪

પદ ૩

વાલો ઘોડલાં ખેલાવે ઘનશામરે બાઇ મારે આંગણીએ
મારાં ચીત્તડાં ચોરે છે સુખ ધામરે આંખડલીની અણીએ
ઘોડલાં ફેરને વાલો મુજ સામુ હેરે
હારે મુને ન્યાલ કરી આપે ફેરેરે                બાઇ ૧
ચપળ તુરગ અતી વેગે ફરે છે
હારે એતો ગરૂડનો ગર્વ હર છેરે                બાઇ ૨
સુરનર મુનીજન નીરખે છે પ્રીતે
હારે આ ચીત્ર લખ્યા છે ભીતેરે                બાઇ ૩
રૂડો લાગે છે ને ફરકે છે પટકો
હારે રીજ્યો પ્રેમાનંદ જોઇ લટકોરે.                બાઇ ૪

પદ ૪

હારે સખી નાવા પધારે મહરાજરે જીવન જમનાંમાં
સાથે લીધો છે સર્વે સમાજરે વૃજને વીરામે

હલવારે હલવા વાલો ચાલે બજારે
હાંરે ઉભો નગ્રવાસી પ્રાણુ વારેરે     જીવ. ૧

છત્ર ચમર શીર ઉપર રાજે
હાંરે આગે અગણીત વાજાં વાગેરે     જીવ. ૨

ઉતર્યા ગોવીંદ જમનાંમાં નાવા
હાંરે આવ્યા સુરમુની પુસપે વધાવારે.     જીવ. ૩

ગીરધર નાવેને ગોપીયુ ગાવે
હાંરે જોઇ પ્રેમાનંદ વારી જાયેરે     જીવ. ૪

---

## પદ રાગ ધનાશ્રી

છેલા ચલતાં ગજ ચાલ આવો મારે આંગણીયે
હુતો મોહી છુ મોહનલાલ તારે ફુલડાં તણે
પ્રીતમ પેર્યા પ્રેમથી તમે સોનેરી સુરવાર
જરકશીયા જામાતણી મારા ચીતડામા ખુતીચાલ આવો. ૧
રૂપાળો રતને જડયો કંબુ શોભે કમળ કટાર
ગુણીયલ ગજ મોતી તણોરે રાજે હૈડા ઉપર હાર આવો. ૨
સુંદર મુખ શોહામણું જોઇ લાજે સૈયર કોડ
બ્રહ્માનંદના વાલમા તારા મોહીડાનો અજબ મરોડ આવો ૩

પદ ૨

ઓરા આવોને પ્રાણુ આધાર વાલા મારે ઓરડે
હુતો મોઈ નંદકુમાર બાજુ કેરે બોરડે
સોના કેરાં સાંકળાં પેર્યાં રસાયા જાદવરાય
હરીવર લટકાં હાથનાં મારે અટકયાં અંતરમાંય વાલા. ૧
અજબ અલોકીક આંગળી રાજે નખમણીલલ સમાન
શોભા વિંટી વેઢની કાંજુ રાજે છે રંશીયા કાન વાલા ૨
અંગઅંગ પતી ઓપતો શોભે સુંદરવર શણુગાર
બ્રહ્માનંદના વાલમા તારી બાન કરી બલીહાર વાલા. ૩

પદ ૩

વાહ્રી લાગે છે વ્રજચંદ્ર પ્યારા તારી પાઘડી
મરમાળા બાળ મુકંદ જીવડામે જડી
ફુલ દડો ઉછાળતા જયારે સામા આવો છો શેણ
જાદવ સાંમુ જોઇને મારા નાથ ઠરે છે નયણુ પ્યારા. ૧
અતી મળમાળી આંખડી કાંઇક સુંદર રાતી કોર
આડી નજરે હેરતાં કાંજુ લાગો છો નંદકિશોર પ્યારા ૨
આંટો ઉપરણી તણો ભાળી વાધે છે મનમાં ભાવ
બ્રહ્માનંદ જાયે વારણેરે તારા મુખડા ઉપર માવ પ્યારા ૩

પદ ૪

રૂડી લાગે છે વ્રજરાજ છબી તારી શાંમળા
કાના મનડું લેવા કાજ ચાલોછો ઉતાવળા

આવીશ હુ અલબેલરા વારી ગીરધાર તારે ગેલ
કુબુધીડાં નીંદા કરી છોને મુરખ ઘેતાં મેલ    છબી. ૧
રશીયા તારા રંગની લાગી ચટકી ચીતડા માંય
શંકા તજી અગ ડોલે શુ હવે જગથી ડરેરે    છબી.
અચળ તમારો આશરો મારે ન રહી બીજાની આશ
બ્રહ્માનંદ કહે રોજનાં અમે દામ વીનાની દાસ છબી. ૩

---

## પદ રાગ કાફી

વાલીડે વેરો કીધોરે કુંજવીહારી નીર મોહી નાથ
તમને શુ ઘણુ કહીયે વીચારી મનમાં રહીયેરે કુ. વા.
પેલાં ત લાડ લડાવ્યાં વળતી તો વીસાર્યારે કુ. વા
અમૃત પાઇને મોટા કીધાં વજોગે વીખ દીધાંરે કુ વા.
વેલા પધારી દરશન દેજો કાતો તેડાવી લેજોરે કુ. વા.
બ્રહ્માનંદની એ છે અરજી સાંભળજો જો હોય મરજી કુ. વા.

પદ ૨

વાલમજી વેલા આવોરે પ્રીતમજી પ્યારા પ્રીતમજી પ્યારા.
તમથી લાગી છે આવી પ્રીતી જાંણોછો સર્વે રીતીરે પ્રી. વા.

બાંધી છે વૃંદુડાની વેલી ગયા છો ઉભા મેલીરે પ્રી વા.
તલખે છે વ્રજની નારી ભેટયાની આશા ભારીરે પ્રી. વા.
દરશન દઈને દુખડાળો રગડની રેલુ વાળોરે પ્રી વા.
બ્રહ્માનંદની અરજી સુણીયે સુજાણુ તમને ભણીયેરે પ્રો. વા.

પદ ૩

જીવનજી તમને જાણ્યારે છોલ ગુમાની ગુમાની
છેલા પેલાં વેલાતે અમૃતરસ પાઇગયાછો તમે વાઈરે જી. ગુ.
મનડાં અમારાં તમે લઈને બેઠાછો મથુરા જઈનેરે છે જી.
વૃંદુડાની પીડ નજાંણી ગયા છો મન તાણીરે છે. જી.
અમે આવીને તમને વરીયાં તમેને છોરીયારે છે. જી
બ્રહ્માનંદના વાલા લેરી થયા છો તમે શેરીરે છે. જી.

પદ ૪

સાંમળીયા સામુ જોજોરે મથુરાંના વાશી સાંમળીયા વાલા
એ છે જો નગરી ઠગારી ત્રીભુવન થકી ન્યારીરે મ. સાં સામ
ત્યાંના તે લોક ઠગારા ઉપરથી બોલે સારારે મ. સાં સાંમ
મથુરામાં મોહન વેલી આ કુબજા અલબેલીરે મ. સાં સાંમ.
તમને એકાતે જાસે તેડી ચડાવીદેશે મેડીરે મ. સાં સાંમ
બ્રહ્માનંદનાસ્વામી કાંના ચાલી નીકળજો છાંનારે મ, સાં સાંમ

## સંતનાં ચોસઠ લક્ષણુ કહ્યાં છે તે

હે માત સંત કેવા છે? તે દયાળુછે ૧ અને ક્ષમા કર વાને.છે સ્વભાવ જેમનો એવા છે ૨ અને સર્વે જીવના હીતને ઇછે એવા છે ૩ અને શ્રીતઉશ્નાદીકને સહન કરે એવાછે ૪ અમ્રુર્યા જે કોઇના ગુણુને વીશે દોશનુ આરોપણુ કરવુ તેણે રહીત છે ૫ અને શાંત સ્વભાવ વાલા છે ૬ ને નથી ઉત્પન થયો કોઇ શત્રુ જેમને એવા છે ૭ ને ઇરશા જે બરોબરીનુ સહન ન કરવું તેણે રહીત છે ૮ અને કોઇને ઉપર વૈર રાખવુ તેણે રહીત છે ૯ ને માંને રહીત છે ૧૦ ને મછર જે કોઇનું સહન કરવુ તેણે રહીત છે ૧૧ ને જેમ ઘટે તેમ બીજાને માંનના આપનારાછે ૧૨ ને બીજાને પ્રીય લગે ને સત્યરૂપ એવી છે વાણી જેમની એવા છે ૧૩ ને જીત્યો છે કામ જેમણે એવા છે ૧૪ ને જીત્યો છે લોભ જેમણે એવાછે ૧૫ અનેકોઇ પ્રકારનો જે મદ તેણે રહીતછે ૧૬ ને દેહને વીશે અહ્રબુદ્ધિને દેહ સબંધી પદાર્થને વીશે મમત્વ બુદ્ધિ તેણે રહીતછે ૧૭ ને સ્વધર્મને વીશે છે દ્રઢ પણે વરતવું ત જેમને એવા છે ૧૮ ને દભે રહીત છે ૧૯ ને માંહી બાહાર પવીત્ર પણે વરતે એવા છે ૨૦ ને ઇદ્રીયો ને દમનારા છે ૨૧ ને સર્લ સ્વભાવવાલા છે ૨૨ ને જેટલુ ઘટે તેટલુ બોલવાનો છે સ્વભવ જેમનો એવા છે ૨૩ ને જીતી છે ઇદ્રીયો જેમણે એવા છે ૨૪ ને પરમાદે રહીત

એવા છે ૨૫ ને સુખ દુઃખ માન અપમાન હર્ષ શોકાદીક ભાવે કરીને પરાભવ ન પામે એવા છે ૨૬ ને ધીરજે કરીને શોભતા એવા છે ૨૭ ને જ્ઞાન ઇંદ્રીયોને કર્મ ઇંદ્રીયુની જે ચપલતા તેણે રહીત છે ૨૮ ને બીજાને બોધ કરવો તેને વીશે ચતુર છે ૨૯ ને પોતાના આત્મા સ્વરૂપને વીશે નીષ્ટાને પાંમ્યા એવા છે ૩૦ ને સર્વજીવ ઉપર યથાયોગ ઉપગારના કરનારા એવાછે ૩૧ ને કોઇ પદાર્થની અપેક્ષાયે રહીત છે ૩૨ ને દુતાદીક જે વ્યસન તેણે રહીત એવા છે ૩૩ ને સ્રદ્ધા વાલા છે ૩૪ ને ઉદાર સ્વભાવે જુકત છે ૩૫ ને તપ કરવાને વીશે છે નીષ્ટા જેમને એવા છે ૩૬ ને કોઇ પ્રકારના પાપે રહીત છે ૩૭ ને ત્યાગ કરી છે ગ્રામ કથાને ગ્રામ વારતા તે જેમણે એવા છે ૩૮ ને સત શાસ્ત્રનુ છે વ્યસન જેમને એવા છે ૩૯ ને પંચવીશેની આશકતીયે રહીત છે ૪૦ ને આસ્તીક બુદ્ધિવાલા છે ૪૧ ને સતઅપ તના વીવેકે જુકત છે ૪૨ ને મધમાશાદીકના સંસર્ગે રહીત છે ૪૩ ને દ્રઢ છે વૃત જેમનાં એવા છે ૪૪ ને કોઇની ચાડી કરની તથા ચોરી કરવી તેણે રહીત છે ૪૫ ને પારકી જે ગુહ્ય વાર્તા તેને બીજાનીઆગળ પ્રકાશ ન કરે એવા છે ૪૬ ને જીતી છે નીંદ્રા જેમણે એવા છે ૪૭ ને જીત્યો છે આહાર જેમણે એવા છે ૪૭ ને જેતું પદાર્થ મલે તેણે કરીને સંતોષને પાંમે એવા છે ૪૮ અને પોતાના ધર્મને વીશે સ્થીર છે બુદ્ધિ જેમની એવા છે ૪૯ ને

હીંસાયે રહીત છે વૃતિ જેમની એવા છે ૫૦ ને પદાર્થની ત્રશનાયે રહીત છે ૫૧ જેમ પોતાને સુખદુખ જણાય તેમ બીજાને પણ સુખ દુખ થાય તેને જાણે એવા છે ૫૨ ને સતશાસ્ત્રમાં જેવી રીતે પોતાને નીશકામ બ્રહ્મચર્ય વૃત પાલવાનુ કહ્યુ છે તેવી રીત્યે યથાર્થ પાલનારા છે ૫૩ ને યમ ને નીમ તેણે જુકત છે ૫૪ ને જીત્યાં છે આશન જેમણે એવા છે ૫૫ ને જીત્યો છે પ્રાણ વાયુ તે જેમણે એવા છે ૫૬ ને શ્રીકૃષ્ણ ભગવાનનો ચર્ણકમલનો છે દ્રઢ આશ્રય તે જેમને એવા છે ૫૭ ને શ્રીકૃષ્ણ ભગવાનની ભકતી પરાયણ વરતે એવા છે ૫૮ ને નીરતર શ્રીકૃષ્ણ ભગવાનને અર્થે સર્વ ક્રીયાને કરે એવા છે ૫૯ ને શ્રીકૃષ્ણ ભગવનના અવતારના જે ચરીત્ર તેનું નીરતર હરપે કરીને શ્રવણ કરે એવા છે ૬૦ ને તે અવતાર ચરીત્રનુ નીરંતર હરસે કરી કીરતન કરે એવા છે ૬૧ ને શ્રી કૃષ્ણ ભગવાનની મુર્તિના ધ્યાન પરાયણ વૃર્તે એવા છે ૬૨ ને નથી વૃથા ગયો ભગવાનની ભકતી વીનાનો ક્ષણ માત્ર કાળ તે જેમને એવા છે ૬૩ આવી રીતે લક્ષણે જુકત હોય તે સંતપુરૂશ કૈવાય એમ જાંણવુ ને એવા સંતપુરૂશના પ્રસગ થકી ભગવાનની એકાંતી ભકતી પમાય છે ને એ એકાતીક ભકતી ને પામીને એ જીવ કૃતાર્થ થાય છે. એ રીતે શ્રી હરીગીતાને વીશે ભકતી માતા પ્રત્યે શ્રીહરીયે શ્રીમુખે કહ્યાં જે સંતપુરૂષનાં લક્ષણ તે સમપુર્ણ થયા.

# પદ રાગ ધોળ

શ્રીજી પધાર્યા સ્વધામમાંરે મેલી પોતાના મલેસ
તે પણ તન તાગશેરે ત્યારે રખે પડતી ભેલ્ર શ્રીજી. ૧
ત્યારે ભકતી મને કેમ ભાવશેરે
ધર્મ પર રહેશે જો દ્વેસ
વાત વૈરાગ્યની નહી ગમે રે
જ્ઞાનનો નહિ રહે લેસ શ્રીજી. ૨
ક્ષમા દયા ને દીનતા સા સારૂ રેસે સંતોસ
ત્યાગ તેપણ ટકસે નહીરે તેતો જોઇ મુકયોછે જોસ શ્રીજી ૩
મનમાંને તેમ માલશેરે ચાલસે ચીત અનુસાર
માથેથી બીક મટી ગઇરે જેનેકેનો નરહયો ભાર શ્રીજી. ૪
કીશોરી જોડા તે પેરશેરે તેલના ભીંજયા તૈયાર
ચટકંતી ચાલ શુ ચાલશે જેને શ્રીજી. ૫
પનાશં પોતીયાં પેરશેરે લાલ કોરે લીટી લગાર
પેચે પાટલીયુ પાડશે જેને. શ્રીજી. ૬
અવલ પછેડીયુ ઓઢશેરે તેમાં મર હોય જોતાર
બની ઠણીને બેસશેરે જેને, શ્રીજી. ૭
મન માન્યું માથે બાંધશેરે રૂડુ હીંગલે રંગદાર
મેરામર ગમતુ ગોઠવશેરે જેને. શ્રીજી. ૮
ગાદી તકીયાને ગાદલાંરે અવલ ઓશીગાં સાર

સજયા સુંદર સમારશેરે જેને. શ્રીજી. ૯
ભાવતાં ભોજન જમશેરે જેવો હશે પોતાને પ્યાર
સારાં સ્વાદુ શોધશેરે જેને, શ્રીજી. ૧૦
ગરમ નરમ ગળ્યાં ચીકણુંરે સુંદર વળી સુખ દેનાર
ખટરસ ખોલીને ખાવશેરે જેને શ્રીજી. ૧૧
સારાં શાક વઘારશેરે મેથી ઘણા ઘીના વઘા
જુગતે જુજવું જમસેરે જેને. શ્રીજી. ૧૨
પગે પાલા શીદ ચાલશેરે આવે જાણું અજાર
ઘોડા ગાડીયુ રાખશેરે જેને શ્રીજી. ૧૩
મોટાની મેટપ ઢાંકશેરે નાંખશે પોતાનો ભાર
વાતુના વાયદા કરશેરે જેને શ્રીજી. ૧૪
નારી ધનને નંદશેરે વાતમાં વારંવાર
અંતરે અભાવ તો નૈ કરેરે જેને શ્રીજી ૧૫
ફાવતા દેશમાં ફરશેરે અંત પર થૈઇ તેયાર
ગાંમ ગમતાં તે ગોતશેરે જેને શ્રીજી ૧૬
સારાં શેરને શોધશેરે જીયાં દુઃખ નહોય લગાર
મીઠી રસોયુને માંનશેરે જેને શ્રીજી ૧૭
છોટા છોટા શીશ રાખશેરે ચાકરી કરવા બેચાર
મોટાની મોખત મુકાવશેરે જેને શ્રીજી ૧૮
ત્યાગ હોય નહોય તંનમાંરે તેતો અતી કરશે ઉચાર

દંભે કરીને દંન કાઢશેરે જેને શ્રીજી ૧૯
વૃતિ અંતર વાલશે નહીરે ખઉબઉ વરતશે બાર
લોકમાં લાજ વધારશેરે જેને શ્રીજી ૨૦
સર્વે દગાનાં સ્થળ દેખાડીયાંરે એવાં બીજાં છે જો અપાર
તન અભીમાંની તે નહી તજેરે જેને શ્રીજી ૨૧
આતો ભાખ્યું છે ભવીસનુરે સૌ સમજી ગ્રજો સાર
નીશ્કુળાનંદ કે એ નહી ફરેરે ક્હ્યું છે મે કરી વીચાર
જેને કોઈનો ન રહયો ભાર શ્રીજી પધારો ધામમાં ૨૨

---

આત્મા તથા પરમાત્મામાં મન અંખડ રહે ત્યારે સાંખ્યયોગ કેવાય કરી રહ્યા કેમ જણાય ત્યારે કહ્યું જે આત્મામાં ને પરમાત્માને અખંડ જોઈ રહે ત્યારે એને કાંઇ કરવુ રહ્યું નહી જયારે સત્યગુણ વરતે ત્યાર તો સમદમ દીક ધૃમસ્રુગ વૃતે ને રજોગુણ વૃતે તારે અનેક પ્રકારના સંકલ્પ થાય અને જયારે તમોગુણવૃતે ત્યારે તેમાં ચાર દોષ વૃતે તે તેમાં પ્રથમ એકતો પ્રમા બીજો મોહ ને ત્રીજી આળસ ને ચોથી નીદ્રા તેમાં પ્રમાદ તો સુધ જ્ઞાન થાય ત્યારે ટળે નેમો હોય તો સુધ જ્ઞાન ને જાંણપણાંરે ત્યારે ટળે ને આળસ તો માહાત્મ જાત્મ જાંણીને ભગવાનની નવ પ્રકારની ભકતી કરે તારે ટળે ને નીદ્રા તો કીયાયે કરીને

ટળે દેહ છે તે સ્રી છે ને સંકલ્પ છે તે દીકરા છે તે જ્યારે સાંખ્ય વીચારે કરીને સત્તરૂપે કરીને વૃતે ત્યારે સ્રીનો ને દીકરાનો નાશ ગયો કેવાય જોગી એવો જે પુરૂષ તેને કાંમ જે તે ભયાંન કહે છે કે તા દાવાનલ અગ્નીની પેઠે બાળે છે તે શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગધ એ જે પંચવીષયની કામના જીતવી અતી દુખીજ છે તે જો દેહને બલ હીણુ કરે ઇંદ્રીયોમાં રાગ રહે છે ને મનમાં સંકલ્પ બંધ કરે તો બુદ્ધીમા કામ રહે ને બુદ્ધીથકી પર તે અનાદી અજ્ઞાનરૂપ જે કારણ શરીર તેણે જુક્ત છે તે બુદ્ધી થકી પર એવો જે જીવ તેને વીશે છે માટે જીવમાં ભગવાનને ધારે તારે એ દોષ જાય અને સ્વસ્તીક આશને બેશીને પ્રાણ દેહની ભાવના મુકી દેવી ઈંદ્રીયની તે શરીર ન હાલે ત્યારે સ્થુલ નીભાવના મુકીને સંકલ્પ બંધ થાય ત્યારે સુક્ષમ નીભાવના મુકીને નીંદ્રાજીતીને જાંણપણામાં જોડી રહેવું ત્યારે કારણ નીભાવના મુકી ત્યારે જીવાત્માને વીશે ભગવાનની મુરતી ધરવી તેને ધારણા કહીયે ને નખ શીખા પરીયત અંગને સંભારવું તેને ધ્યાન ન કહીયે એમ ધ્યાન કરતાં થકાં કોઇક અંગમાં તથા મુરતીમાં જોડાઇ જાય એ સમાધી એમ ધ્યાન કરતાં થકાં કાવુ નહી જેમ સુતરનો તાર તુટે ને સંધાડે ત્યારે કોકડુ ભરાય છે તેમ ભગવાનમાં

થી વૃતી તુટે ને સાંધવી પણ કાવું નહી એમ સમજીને આળસ પ્રમાદનો ત્યાગ કરીને ભગવાનમાં જોડાવું ત્યારે વાશના ટળી જાય છે અને જે નવ વાંના રાખે તેને વીઘન ન આવે તેમાં એક દ્રઢ ઉપાસના ૧ બીજાં દ્રઢ નીમ ૨ ત્રીજુ સુભ દેશ ૩ ચોથો સુભ કાલ સેવવો ૪ પાંચમો સતપુરૂષનો સંગ ૫ છઠ્ઠી ઉત્તમ શ્રદ્ધા ૬ સાતમો સાધુ પાળો બ્રહ્મચારી તથા સતસંગ ઇત્યાદીક કોઇનો અવગુણ ન લેવો ૭ આઠમુ દેહાભીમાનનો ત્યાગ ૮ નવમુ કોઇ મંદીર તથા મડળના થઈ રેવુ પણ અધરીયા ન રહેવુ ઇ.

---

## સંધ્યા આરતીનો પદ.

આરતી કીજે સેહેજાનંદ સ્વામી
નટવર રૂપ પ્રગટ બહુ નાંમી આર. ૧
સારદ શેષ નારદ ગુણ ગાવે
નીગમ નેતી કહી પાર નપાવે આ. ૨
સર્વાતીત અકળ અવીનાશી
જાકુ જપત મુની શસ્ત્ર અધ્ય શી આ ૩
માયા જીવ ઇસકે કારન
નર તન ધાર્યો પતી જન તારન આ. ૪

અંગોઅંગ પુષ્પ ધરે બન માળી
હરીજન સંગ બજાવત તાળી આ. ૫
એહી છબી રહો નીત નેનુ આગે
મુકતાનંદ કર જોરી કે માગે આ. ૬

પદ ૧

આવો રમીયેરે વાસુદેવ વનમાળી
આજ અનોપમરે આવી છે દીવાળી ૧
દીવા કીધારે આંગણીયે બહુ ભાતે
તોરણ બાંધ્યારે ત્રીકમ રમવા ખાંતે ૨
જોયા જેવીરે માંડવીયો શણગારી
શોભા આવીરે દીપમાળની સારી ૩
ગાયે ગરબીરે રમે મુનીવર રાસો
થઇથઇ થાયેરે નાચે સુર આકાશે ૪
આનંદ વાધ્યોરે છબી અલોકીક જોઇને
પ્રેમાનંદનારે નાથ રહ્યું મન મોહીને ૫

પદ ૨

ગીરધર આવોરે ગરબે રમીયે વાલા
હતે દીજેરે તાળી નંદના લાલા ૧
આજ સપરમોરે દાહાડો રમીયે કોડ
આવો રશીયારે દીજે તાળી જોડ ૨

હૂતો રીઝીરે રાજ તમારે રંગે
આનંદ વાધ્યોરે અલબેલા તમ સંગે ૩
હળવા હળવારે ફરીયે આવો હોરા
છેગા જોઉંરે પાઘડલીના તોરા ૪
આરસ મેલીરે બાંધો કમરે પટકો
પ્રેમાનંદનારે નાથ જોઉં તારો લટકો ૫

પદ ૩

શી કહુ શોભારે શામળીયા તમારી
રાખુ ઉરમારે ગુણવાતા ગીરધારી ૧
પાઘડલીનીરે ઉપમા શી કહી દાખુ
મોલીડાં ઉપરરે ત્રીભોવન વારી નાંખું ૨
રૂડા શોભેરે જરકશીના હરી જાંમા
પેરીને આવોરે આનંદી વર સાંમા ૩
કમર કશી છેરે લાલ અલોકીક રીતે
મનડુ મોહ્યુંરે છેલછબીલા પ્રીતે ૪
હાર વીરાજેરે ઉરપર આનંદકારી
એ છબી ઉપરરે પ્રેમાનંદ બલીહારી ૫

પદ ૪

સજની ઉભારે આંગણીયે અલબેલો
ગીત મધુરાંરે ગાય રશીલો છેલો ૧

નટવર વેશેરે શોભે રંગનો ભીનો
લટકે બાંધ્યોરે પટકો છેત નવીનો ૨
હાર વીરાજેરે હૈડે સુંદર સારા
જોતાં નેણારે ત્રપત ન થાય મારાં ૩
રશીયે બાંધ્યારે બાંયેસુંદર બાજુ
થોડુંક હસતારે હેત જણાવે ઝંઝુ ૪
ઉભા મોડેરે આળસડુ બહુનામી
સુંદર શોભેરે પ્રેમાનંદનો સ્વામી ૫

---

## પદ રાગ કેદારો.

### પદ ૧

ધ્યાન ધર ધ્યાનધર ધરમના પુત્રનુ
જે થકી સર્વ સંતાપ નાશે
કોટી રવી ચંદ્રની કાંન્તી ઝાખી કરે
એવા તારા ઉર વીશે નાથ ભાસે ધ્યા. ૧
શીરપર પુષ્પનો મુગટ સોહામણો
શ્રવણ પર પુષ્પના ગુછ શોભે
પુષ્પના હારની પંક્તિ શોભે ગળે
નીરખતાં ભકતનાં મન લોભે ધ્યા. ૨
પચરંગી પુષ્પના કંકણ કર વીશે

બાયે બાજુબંધ પુષ્પકેરા
ચરણુમાં સાઝને નેપુર પુષ્પનાં
લલીત ત્રીભંગી શોભે ઘરણું ધ્યા. ૩
અગોઅંગ પુષ્પનાં આભરણ પેરીને
દાસપર મેરના દ્રષ્ટી કરતા
કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું
સુખતણા સીંધુ સર્વ કષ્ટ હરતા ધ્યા. ૪

પદ ૨

પ્રીત કર પ્રીત કર પ્રગટ પરીબ્રહ્મશું
પરહર અવર પપાળ પ્રાણી
પ્રોક્ષથી ભવતણો પાર આવે નહી
વેદ વેદાંત કહે સત્ય વાંણી પ્રી. ૧
કાચતરૂ સર્વના સંકલ્પ સત્ય કરે
પાશે જઇ પ્રીતશુ શેવે જયારે
તેમ જે પ્રગટ પુરૂષોત્તમ પીછશે
થાશે હરીજન તતકાળ ત્યારે પ્રી. ૨
પ્રગટને ભજીભજી પાર પાંમ્યા ઘણા
ગોપ ગુનકા કપી વૃદ્ધ કોટી
વૃજતણી નાર વ્યભીચાર ભાવે તરી
પ્રગટ ઉપાશના સહુથી મોટી પ્રી. ૩

શ્રીનારાયણ સ્વામીને પરહરી
ભાર ભજનાર સર્વે ખ્વાર થાશે
કહે છે મુક્તાનંદ પ્રગટ ભજ પ્રાણીયા
અધ તણા ઓધ તત્કાળ જાશે પ્રી. ૪

પદ ૩

રાત રહે પાછલી ચાર ગટીકા ત્યારે
સંતને સયન તજી ભજન કરવું
સ્વામી નારાયણ નામ ઉચારવું
પ્રગટ પરીબ્રહ્મનુ ધ્યાન ધરવું રાત ૧
તે સમે આળપંપાળ બકવું નહિ
ચીત હરી ચરણમાં પ્રોઇ દેવું
ગૃહસ્થને જકત જંજાળને પરહરી
કૃષ્ણ ગોવીંદ ગોપાળ કેવું રાત. ૨
ભજન તજી તે સમે અન્ય ઉધમ કરે
નારકી થાય તે નરને નારી
તેમાટે અમુલક અવસર પાંમીને
હરીજન સર્વે લેજો વીચારી રત ૩
દુર્લભ સાજતે સુગમ શ્રીહરી કર્યો
ખેય । દીતસી ભગીરૂ ખાંમી
કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાશું
શ્રી નારાયણ સત્ય સ્વામી રાત. ૪

પદ ૪

ભજન કર ભાવશું પ્રગટ પરી બ્રહ્મનું
રાખ હરી રૂપમાં મન તારૂ
પ્રગટના ભજનથી પરમ સુખ પામીયે
ઉરથકી નાશ પાંમે અંધારૂ ભજ. ૧
નખશીખ નાથની મુરતી સાયામણી
ચરણના ચિન્હ સંતાપ ટાળે
પ્રેમસું ચીતવે ચરણ શ્રી હરીતણાં
ગ્રંથી ગાળે સર્વે કર્મ બાળે ભજ. ૨
નખતણી પંકતીની જોત નીતનીત નવી
ઉદરમાં ત્રીવલી અધીક શોભે
ઉર વીશે શ્રી વૃછ ચીન્હને નીરખતાં
ભક્તનાં ચીત તતકાળ લોભે ભજ. ૩
નેણને વેણ ચિત્ત ચોર સોય.મણાં
પરમ ઉદાર અતી ચતુર સ્વામી
કહે છે મુક્તાનંદ ભજ દ્રઢ ભાવશું
પ્રગટ પ્રમાંણ એ અંતર જામી. ભજ. ૪

પદ ૫

માવજી મુજપર ખુબ અઢળક ઢળ્યા
માહેરૂ મંદીર ધામ કીધુ

સુખતણા સીધુ સેહેજે મળ્યા શામળો.
તમ થકી માહેરૂ કાજ સીધું. માવ. ૧
દીન દુબળ તણી ત્રીઠ જાંણી તમે
મુજપર મેર અતી શેજ કીધી
દોયલી વેળાના દામો છો નાથજી
સાંમળા મારી સંભાળ લીધી. ભજ. ૨
જે સંઘ નેહ કરો તેને નવ વીશરો
ભકત વચ્છલ તમે અધીક રશીયા
બરદ પોતાતણુ સત્ય કરવા તમે
માહરે મંદીર નાથ વશીયા માવ. ૩
આજ અમરતણા મેઉલા વરશીયા
ભવતણી ભાવટ આજ ભાગી
આજ મુક્તાનંદ અધીક સુખ ઉપજયું
તમ સગ સાંમ દ્રઢ લગન લાગી. માવ. ૪

પદ ૬

માહરે મદીર અખંડ રહો માવજી
તમ વીના દુઃખતણો અંત નાઆવે
આવતુ જોમન અનંગ દુઃખ દે ઘણુ
તન તણા તાપ તે કોણુ સમાવે માવ ૧
આશા સરવે પરહરી પ્રીત તમશુ કરી

વરી હુ બ્રેહુવંતી નાશ્ર તમને
મદન રોપુ મારવા તાપને ટાળવા
અધુર અમરત રસ પાઓ અમને મહા. ૨
તમ સંગ આ સઉ દારા સંસારથી
નટવર નીસુખ કેમ રહુ ન્યારી
નયણુની આગળે અખંડ રહો નાથજી
વીવીધ વીનોદ કરતા વીહારો મહા ૩ ઉં
રશીયાજી તમ સંગ રગ લાગ્યો ખરો
ગરૈ નહી જકતનો ગધ મુજને
આજ મુકતાનંદ આડ સર્વે ટળી
અરપી હુ તન મન નાથ તુજને માહ. ૪

પદ ૭

માહેરૂ ભાગ્ય અતીશેજ અદકુ થયુ
નાથજી તમ સંગ નેહ જોડી
તનતણા તાપ સંતાય સર્વે ટળ્યા
તનધન જકત શું પ્રીત તોડી માહેરૂ ૧
અશાત સુખ પરહુરી નાથ તમને વરી
લોકની લાજ નવ ધારી મનમાં
શુરાની પેરે તમ શનસુખ ચાલતાં
અધીકુ આનંદ નવ માય તનમાં માહેરૂ ૨

કોટી બ્રહ્માંડના નાથ કરૂણા કરી
શ્રી હરી માહરે મોહાલે આવ્યા
સણાગત તણાં લાડ પાળો સદા
ભક્ત વચ્છલ તમે નાથ કાવ્યા          માહેરૂ. ૩
દેહડી જાય પણ નેહ નવ છુટજો
એ વર આપજો નાથ મુજને
મુકતા નંદ કહે નાથજી શ્રી હરી
નીમખ ન્યારા નવ મેલુ તમને મહેરૂ          માહેરૂ. ૪

પદ ૮

પુરૂષોતમ તમે પ્રગટ મુજને મળ્યા
આજ  આનદના ઓઘ મારે
અશાતની આશ સર્વે ઉપરથી પરહરી
સામળા થઇ દ્રઢ શરણુ તારે          પુરૂ ૧
વીશે વાયુ વડે તરણુ જેમ ઉડતી
માવજી મેરૂને તુલ્ય કીધી
કોટી બ્રહ્માડના નાથ કર સાઇને
અચળ પદવી મુને આજ દીધી          પુરૂ ૨
હાસ વીનોદ બહુ હેત દેખાડતા
માહા પ્રભુ આવીયા મોહાલ મારે
નટવર અલોકીક રૂપ નીહાળતાં
રસીયાજી રાચી હુ રંગ તારે          પુરૂ. ૩

સહુ દુઃખ કાપીયું અખંડ સુખ આપીયું
અથીર થીર થાપીયું છેલ રશીયા
કહે છે મુકતાનંદ સર્વે કસળ ટળી
મારે મંદીર નાથ વશીયા પુરૂ. ૪
મનરે માન્યું નંદલાલશું જોઈ પાઘ પેચાળી

---

## પદ રાગ સામગ્રી.

રીજી રહી એનારૂપમાં સુંદરજીને ભાળી મ. ૧
ભાળ તીલક કોઈ ભાતનું કેસરનુ વીરાજે
નેણુની શોભા જોઇને કોટી રતીપતી લજે મ ૨
ફુલડાના તોરા ઝુકીયા ઝળકે કુંડળ કાને
મુખડાની શોભા જોઇને મોઇ ભીનેલ વાને મ. ૩
હીડલતા શું મહારજે જોતાં રહીછું લોભાઈ
મુકતાનંદ નાથ શુ કીધી અચળ સગાઇ મ. ૪

પદ ૨

જનમ સુફળ કર્યો માહરો નટવર નંદલાલે
સુખડુ અલૌકીક સામળે આપ્યું અતી ગણુવાલે જ.
મનના મનોરથ પુરીયા ગુણુવંત ગીરધારી
માવ ઉપર મેં માહેરૂ નાખ્યું તનધન વારી જ ૨

પરવસ થઇ હુ પ્રેમમાં શામળીયાની સંગે
રસીક સલુણા વ્રજરાજને રાચી હુતો રંગે જ. ૩
જીતનો ડંકો વાગીયો રીઝયા કુંજવીહારી
મુકતાનંદના નાથને વરી થઇ જગ નારી જ. ૪

પદ ૩

સગપણ કીધુરે શામશું મનમાં સમજી વીચારી
આશ તજી સંસારની ધાર્યો ઉરમાં મેરરી સગ. ૧
નીમખ ન મેલુ નાથને નેણુથી ન્યારા
પરમ સ્નેહી સામળો. મુને પ્રાણુથી પ્યારા સગ ૨
ભવ બ્રહ્માદીક મહામુની તેને દુર્લભવાલો
તે રશીયો મુજને મળ્યા નટવર નંદલાલો સગ. ૩
થઇછુ અધીક અલબેલડી લજ્યા લોકની મેલી
મુકતાનંદના નાથ શું બાંધી ગૃઢ કરી બેલી સગ ૪

પદ ૪

આજ મારૂ ભાગ્ય ઉદે થયુ નીરખ્યા વ્રજપતીવાલો
છેલછબીલો શામળો લેરી નંદજીનો લાલો આ. ૧
જરકશી પાઘના પેચમાં તોરા અધીક વીરાજે
મુખ શોભા જોઇ માત્રની પુરણ શશીલાજે આ. ૨
ભાળવી શામ વીરાજતું નેણુ અણીયારાં
અતી ચંચળ રસનાં ભર્યા કંકોળેલ કાળાં આ. ૩

અંગો અંગ મુરતી માધુરી રશોયો ગીરધારી
મુક્તાનંદના નાથની છબી પર બલીહારી   આ. ૪

પદ ૧

ધન્યધન્ય મારી આંખડી નીરખ્યા વ્રજપતીવાલો
મથે સુંદર મોળીયુ ઓઢ્યો નવલ દુશાલો   ધ. ૧
ભાળ તીલક સોહામણું ભ્રગુટી રૂપાળી
લોચન તીખા લાલના નાશા મળમાળી   ધ. ૨
કુંડળ જડાવુ કાનમાં મકરાકૃત ભાળી
તે જોઇને કુલી ફરે સર્વ નર નારી   ધન્ય ૩
કાળુ ગોળ કપોળ મે તીલ ત્રાજુ શોભે
ગોકુળ વાશી ગોપનાં જોઇ જોઇ મન લોભે   ધ. ૪
અધર લાલ સુભ દાંત છે ડાડમ કળી જેવા
બ્રહ્માનંદના નાથને હશી બોલ્યાનો હેવા.   ધ. ૫

પદ ૨

આજ મારે આનંદ અંતરે જગજીવન જોઇને
મનમોહનની મુરતી રાખુ નેણાંમાં પ્રોઇને આ.   ૧
ઘોડલાંની વાંશેરે ઘુમરૂ હાથંડાનો હારૂ
અશવારી અલબેલની જોઇ તન ધન વારૂ   આ. ૨
ગીરધર જજ અંમાડીયે ચાલ્યા મથુરાં શેરી
વીનતા ઉલેવે વારણાં કુલડલાં વેરી.   આ. ૩

વાજાં બૌત પ્રકારનાં નીશાંણુ પટાળા
ચમળ ઢળે શીર શામને લાગે રૂપાળા. આ. ૪
ચોગદારે ઉંચે સ્વરે જ્યજય વાણુ ઉચાળી
બ્રહ્માનંદ છબી જોઇને જાય બલીહારી આ. ૫

પદ ૩

હરીવર બેશી હાથીયે માંણીગર માલે
ચમળ ઢળે તે સાંમળો છેગાળો ચાલે હરી. ૧
મથુરાં નગરની માનની હેતે અતી હેરે
ગોખ ચડી ગજગામની ફુલડા વેરે હરી. ૨
ડમરી અબીલ ગુલાલની ઉડે અતી ભારી
તે જોવાને આવ્યા બ્રહ્મા ત્રીપુરારી હરી ૩
ઢોલ દદામા ગગડે ત્રાંબાલુ વાજે
કુબુદ્ધી મત્રી કંશના દેખીને દાઝે હરી. ૪
બ્રહ્માનંદના નાથની ઓપે અસવારી
કોટીક જનમ પાવન થયા નીરખી નરનારી હરી. ૫

પદ ૪

શી કહુ શોભા આજની વર્ણુવ્યામાં નાવે
ગીરધર ગજ અંબાડીયે મલપંતા આવે શી. ૧
પાગ ઉપર શીર પેંચતે શોભા અતીસારી
અજબ દુશાલો ઓઢીયો વ્રજરાજ વીહારી શી. ૨

હેડાની ઉપર હીડલે મોતીની માળા
મથુરાં કેરી શેરીયે લાગે રૂપાળા શી. ૩
કર્યું નીકંદન કંશનું નીજજન સુખ આપ્યું
દેવકીને વસુદેવનું ભવ બંધન કાપ્યું શી. ૪
જોગી જતી જલે જપે સનકાદીક ચાલે
બ્રહ્માનંદ પાવન કર્યા લોચન નંદલાલે શી. ૫

---

## પદ રાગ ગોડી

સામની છબીરે સખી શામની છબી
જોને ફુલડેથી છાઇ સખી સામની છબી સા. ૧
ફુલના તોરાની ફેરે ભમર કરે ગુંજાર
અંગોઅંગ હરીને શોભે ફુલડાના શણગાર સા. ૨
કાન મે ફુલડાંનાં કુડળ ફુલના ભુજબંધ
ફુલતણા ગજરા ફાવે છે સુંદર મોંઘ સૂગંધ શા. ૩
ફુલતણો શીર મુગટ જોઇને મગન ફરે વ્રજનાર
ફુલતણી સોભાપર જાયે બ્રહ્માનંદ બલહારી સા. ૪

### પદ ૨

ફુલની માળા શોભે ફુલની માળા
બેની સુંદર વરને શોભે ગળે ફુલની માળા ફુલ. ૧

નવલ કસુંબી પટકા ઉપર તોરે હદ વાળી
ફુલની પછેડી ઓઢી ઉભા વનમાળી  ફુલ ૧
ફુલડાની વયજતી માળા હરીવરને ફાવે
એ માળાને જોવા સારૂ ઈંદ્રાદીક આંવે  ફૂલ ૩
ફુલના કલકી માથે લટકે છબી નેતમ સારી
બ્રહ્માનંદ કે નટવર મુરતી નેણમાં ધારી  ફુલ ૪

પદ ૩

ફુલની બાંધીરે પાચી ફુલની બાંધી
હેલી નટવરજીને હાથે પાંચી ફુલની બાંધી  ફુલ. ૧
ફુલતણાં છોગલીયાં ફરતાં મેલ્યાં મળમાળા
કાનો ઉપર ફુલડા ખેશ્યાં લાગે રૂપાળા  ફુલ. ૨
ફુલ દડો ઉછાળે વલો લટકે મન લેવા
એ લટકાને જોવા આવે ભવબ્રહ્મા જેવા  ફુલ. ૩
ફુલડાની ટોપીને ગુથીને પ્રેમ પેરાવી
બ્રહ્માનંદ કહે એ છબી મેતો અંત ઠેરાવી  ફુલ. ૪

પદ ૪

મન મારૂ મોહ્યુંરે હેલી મન મારૂ મોહ્યું
એના ફુલડાની શોભને મન મારૂ મોહ્યું  મન ૧
ફુલડાંના ગજરા ધાર્યા સુંદરવર છેલે
ગજરાનો ફોરે ભમરા કેડો નમેલે  મન ૨

કુલડાં કેરા તોરા પેર્યાં વૃજજીવન વાલે
ભુદરજી પુલાંને ભારે લટકતા ચાલે મન. ૩
અલબેલાને. સરવે અંગે પુલે કુલવાટી
બ્રહ્માનંદ કહે એ છબી જોવા આવે સૌ દાડી મન. ૪

પદ ૧

પ્રગટ પ્રમાણુ હરીને ભજ મન પ્રગટ હરીને
કામક્રોધ મદ લોભ તજીને ધ્રડ ઉર ટેક ધરીને ભ. ૧
ગ્રભવાસનું સંકટ મોંણી જાઈશમાં વીશરીને
કુબુધી કુડકપટ પરહરજે ભજજે પાવ ડરીને ભ. ૨
માલમલક સંધે મેલીને જાવું જરૂર મરીને
જોઈશમાં જમરાને આગે ગ્રઝો ભાર ભરીને ભ. ૩
ભવદુઃખ ટળે મીટે સર્વે ભ્રમણા સંતનો સંગ કરી
બ્રહ્માનંદ કહે આવો અવસર નહી પામીશ ફરીને ભ ૪

પદ ૨

નારાયણ સુખકારી ભજીલેને નારાયણ સુખકારી
સાધુજનની માંન્ય શીખામણ વીશે વીશેવીકા વીસારી ભ. ૧
માતપીતા સુત બંધવો મેડી નૈતારાં સૂત નારી
જમના દ્રર એકીલા જાવું કરજે કરમ વીચારી ભ. ૨
રાજારંક ગુણીજન પંડીત ખેડુને વેપારી
સગાં કુટંબ સહીત સૌને લે જાવે જમ મારી ભ. ૩

ભરતખંડ દેહ મનુષ્યનો મીલે નહી વારમવારી
બ્રહ્માનંદ કહે થાને સુખીયો સંત વચન ઉરધારી ભ. ૪

પદ ૩

અલખ પુરૂષ અવીનાશી ભજીલે ને અલખપુરૂષ અવીનાશી
કરમ કટે તારાં અનંત જનમનાં ફંદ મીટે ચોરાશી ભ. ૧
સગુ કુટુંબી સુતને નારી માતા મામોને માશી
અતે ભેરૂ કોઇના આવે અંતર દેખ તપાશી ભ. ૨
ઘરમા બેઠો ગાળ્યું બોલે દેખી તીરથવાશી
પરધન હરે કરે નીત કબુદ્ધી પરનારીની હાંશી ભ. ૩
મારૂ મારૂ કરનો મુરખ મેલી ધન મરી જાશી
બ્રહ્માનંદ કહે હજી સમરી લે રશીક શામ સુખકારી ભ ૪

પદ ૪

પ્રગટ હરી ભજપ્રાણી સમજીને પ્રગટ હરી ભજ પ્રાંણી
પાપ -દ્રોહ પરીત્યાગ કરીને દયા ધરમ ઉરઆણી સ, ૧
પરધન પરત્રીયા મદ માટી નરકતણી નીસાંણી
તે પાપે કરી અવસ પીલાઇશ ઘાલી જમરા ઘાંણી સ. ૨
સમજ્યા વીના નબોલીશ કેદી મુખથી. મીથ્યા વાંણી
મમતા કેરો માથે મુરખ ભારમા લેજે તાંણી સ. ૩
એળે દેહ અમુલખ ખોયો કીધી ધુળ કમાણી
બ્રહ્માનદ કહે તત્પર થઇ ભજ જગપતી સાચા જાંણી સ. ૪

પદ ૧

શ્રી સેહેજાનંદ સ્વામી મેરે શીર શ્રી સેહેજાનંદ સ્વામી
હીમત સહીત મોહદળ મારૂ તોચા નંદકમી મેરે. ૧
કામક્રોધ મદ લોભ મેવાશી કાહુ કીસકન લાવે
અમઇનકી જડ મુળ ઉખારૂ બાહરી નશીસ ઉડાવે મેરે. ૨
કર ગુરૂજ્ઞાન ખડગ લે નીસદીન મોહ ફોજ સબમારૂ
રણશે પાયો ધરૂ નહી પીછા હીમત કબહુ નહારૂ મેરે ૩
મોહ પ્રપંચી મારૂ રણ બીચ સબ ઝગડા મીટજાઇ
મુક્તાનંદ મગન રહુ હરીસંગ ચરનકમળ લપટાઇ મેરે. ૪

પદ ૨

હરી કે હુકમ સેં શુરા અબ મે હરી કે હુકમ શુરા
નારાયણ મુની દેવ રીઝાવું ખેલ મચાઉ પુરા અબ. ૧
શીલ સંતોષ હજુરી ચાકર નિશદીન રાખુ પાસા
સાવધાન રહુ રણ બીચ કાડો શમશે વાશા અ. ૨
રૂડી ફોજ ફિરાઉ ચહુદીશ ચોર રહન નહી પાવે
રાજ અકંટક કરી થીર બેઠુ સબ ટટા મીટ જાવે અ, ૩
ભજન ભક્તી બીચ કરત અડંગા તીનકા શીશ ઉડાઉ
મુકતાનંદ મોહ દળહની કે મોજ ચરનરતી પાઉ અ. ૪

૩

શ્રીનારાયણ દેવા મેરે પ્રભુ શ્રી નારાય દેવા
અબ મે મરજી જાની હે ઇનકી કરૂ નીરંતર શેવા મે. ૧

પીડ બ્રહ્માંડકી પ્રીત મીટાઉ સર નર હુ હેઇ શુરા
શ્રમકી બેરન અવસર ચુકુ દાવ અડાહે પુરા અ. ૨
પ્રગટ રૂપ પુરૂષોત્તમ થાયે સબમુનીવર કે સ્વામી
કામ કુમતી કો મુળ ઉખારૂ હોઇ અચળ નીષ્કામી મે ૩
અષ્ટસીધી નવનીધી ચતુરધા ઇનકી આયન મોઇ
મુક્તાનંદ મગન રહી નીષ્ધીન પ્રભુ ચરને ચીતપ્રોઇ મે. ૪

પદ ૪

શ્રીહરી કૃષ્ણ બીરાજે મેરે ઉર શ્રીહરી કૃષ્ણ બીરાજે
અબમેં દીન ખીન હોઇ બોલુંતો નીજ સ્વામી લાજે મે. ૧
સરસતી અરૂગુરૂ મુખોજ્ઞાની પીછા ચલત ન કોઇ
જોગીછા પગ ધરત કુમતિ કરી આવત જનમવીગોઇ મે ૨
શ્રીનારાયણ દેવ દયા કરી ટારદઇ ભવફાશી
અબ મેં નિમિત માય હોઇ રણુ બીચ મારૂમોહમેવાશી મે ૨
જન્મ મરણકા ઝગડા ચુકયા ચુકયા પ્રગટ દેવ ભયે રાજી
મુક્તાનંદ મગ્ન રહો નીષ્દીન નીરખે નોબત બાજી મે ૪

પદ ૫

બેદ પૂરાંન પોકારે શુનહુ શબ બેદ પુરાન પોકારે
શ્રી નારાયણ દેવ ભજ્યા બીન ભવજળ કોહુન તરે શુ. ૧
અનંત ભુવન કે ઇશહે તદપી અધીક ભરથખંડ રાજા
નીજ તપ ફળ દે ભરતખંડ મધ્ય કરબકો કાજા શુ. ૨

જુગજુગ વેદ વચન પ્રતિપાલન ઈસ ધરત અવતારા
રામકૃષ્ન આદીક વપુ ધરી કે પતીત કીય ભવપાર શું ૩
એહી પ્રભુ અકળરૂપ અવતારી એહી શામ અતર જામી
પ્રગટ પ્રમાણુ બીરાજત ભુપર મુકતાનંદકે સ્વામી

પદ ૬

શ્રીનારાયણુ સ્વામી સબહી પર શ્રીનારાયણુ સ્વામી
નેતિનેતિ જહી નીગમ બાતનત સતીબળવંત બહુનામી સ ૧
નિત્ય નિર્મીત વપુ ધરત સંત હીત ભરતખંડ મધ્ય આઈ
અગણીત જીવ ઓધાતર નીજ બળ મહીમા બરન્યોનજાઈ સ ૨
ઈસકે ઈસ દેવનકે જનહીત તપશા હોઈ
કામકો ગર્વ ક્રોધ બિનટાર્યો કૃષ્ન રૂપ ભયે સેઈ સ ૩
ક્ષર અક્ષરપર પ્રગટ રૂપ શો ચરીત કરત સુખકારી
કરૂણા સીધુ કમળ દ્રગપર મુકતાનદ બલીહારી સ. ૪

પદ ૭

હરીબીન કોઈ નતેરા સમજ નર હરીબીન કોઈ નતેરા
ચાર દીનકી ચાંદની વીતે આગે બોત અધેરા સમ. ૧
મનુષા દેહ દયા કરી દીની તાતે ચેત સવેરા
અબકો અવશર ભુલ જાયગો સહેગો દુઃખ બોહોતેરા સમ. ૨
ભરતખંડ મધ્ય જનમ દીયોહે જ્યાં પ્રભુ પ્રગટ બશેરા
ધર્મકુવર કો નામ રટણુ કરી પાર કરો ભવ ફેરા સમ. ૩

કામક્રોધ મદ લોભ માન તજી હો સંતનકા ચેરા
મુક્તાનંદ કહે મહા સુખ પાવે માન વચન દ્રઢ મેરા સમ. ૪

૮

ધન ધુતા ગુરૂ ડોલે હંશ હોઇ ધન ધુતા ગુરૂ ડોલે
લોભકે પાસ મેં આપ બધાને શોકયા ઓરકુ બોલે હંશ. ૧
કામક્રોધ અરૂ લોભ નરકકે પંથ સબહી મુની ગાયે
ગીતામાં ગોવીદ બહુત વીધી અરજુન કુ શમજાએ હંશ. ૨
સોમ ગચક્ષી ગુરૂ જ્ઞાન બતાવે શોકયા ભવજળ તારે
કામક્રોધ સંગ આપ બંધાનો ઓર કે જનમ બીગારે હંશ ૩
ચાકારન શાચે ગુરૂ સેવો જાશે હોત કાચાના
મુકતાનંદ કહી હીતબાંની સુનીયો સંત સુજાના હંશ ૪

પદ ૯

કોહુ કામ ન આવે પ્રભુબીના કોહુ કામ ન આવે
જબ ઘેર જમ કોકર જીવકુ મતલબ હુશ બંધાવે પ્રભુ. ૧
માતપીતા જુવંતી સુત બંધુ નિજનિજ સ્વારથ ગાવે
અંત શમે હરી ભજન ભુલાવત આળપંપાળ બતાવે પ્રભુ. ૨
લોહ જંજીર જકડ કરજીવકુ જમપુરમે લઇ જાવે
ધર્મરાય જબ લેખાં માગે તબ પ્રાંણી પસ્તાવે પ્રભુ. ૩
ભયભંજન ભગવાંન ભજયા બીના અબ આ કોન છોડાવે
મે નહી માની સતકી બાતા દઉ કહી શીશ ડોલાવે પ્રભુ ૪

જમરા જોરશે મુગદળમારે કાટીકાટી તન ખાવે
મુક્તાનંદ વખતસર ચેતે સો પ્રાણી સુખ પાવે      પ્રભુ. ૫

૧૦

ભયભંજન ભગવાન સમરલે ભયભંજન ભગવાંન
જીન શમરે તિન મહા સુખ પાયે ગાવત બેદપુરાન સમ. ૧
ધ્રુસપ્રોખ પ્રલાદ વીભીક્ષણુ સમરે સારંગ પાની
પ્રગટ પ્રતાપ ભયો આ ભત્રમેં જાનત નીનઅજાની સુમ. ૨
મીરાં લોકલાજ કુ તજકે ભયે હરીગે એક તાંના
કુમતી વીખકો પાન કરાયો શોભયો સુધા શમાના સુમ. ૩
બલીગુરૂ શીખ શુની નહી શવને દીનો શરવસ દાના
ઉલટે આપ ભયો તાકે બસ કરી નીજ બચન પ્રમાના સુમ ૪
અનંત બાતકી એક બાત હે સુની લેજો સબ કાંન
મુકતાનંદજીયકેજ ગમે નહી હીતકારો આન      સુમ. ૫

૧૧

અવસર કયુ ન સુધાર્યો અમુલખ અવસર કયું નધાર્યો
આ નરદેહ દેવનકુ દુર્લભ શોવશુ વથા બીગાયો અમુ. ૧
આ તન શબકો આદી કારન જહાંજાહાંલુ મન ધારે
સ્વર્ગન કે અપવર્ગ આહી તનં નિગમ પુરાન પોકારે અમુ. ૨
આ તને મીલે પ્રગટ પુરૂષોતમ આ તને મોહની વારે
હરીકે ચરન કમળ ચીત ધારીકે કુળ ઇકોતેર તારે અમુ. ૩

સાચે સંત મીલે જબ જીવકુ તબ મોહકી ફાંશી ટારે
મુક્તાનંદ મીલાવે હરીકુ જન્મ કોટી અઘહારે અમુ. ૪

૧૨

વૃથા ગયે પનતીન ભજન બીન વૃથા ગયે પનતીન
તા હરી ભજકે ભવ દુઃખ ભાગે રહ્યોરે વીશયમાં લીન ભ. ૧
મમતા મે માથા લગી ખુતો મનમે માપી પ્રવીન
હરીજન દેખીકે હાશી કરત્હે માહા સઠ મતીકો હીન ભ. ૨
સ્વારથકા જે સ્વાન જુત ડોલે ઘરઘર હોઇદીના
પરમારથકો રાહ નપીછો મનમે અધીક મલીના ભ. ૩
નાકરની શોશ બકર બેઠા કરની કછુ નહી કીના
મુકતાનંદ કહે ભજ્યાબીન મોહન સબવીંચી હોય ગેદીના ભ. ૪

૧

હો સૈયો ઘનશામ સુંદરવ્રજ આવેનેકી બાંસુરી બજાવે હો. ૧
ગોપ કદં બની વેષ્ટીત મોહન મધુરેમધુરે સ્વરે ગાવે હો. ૨
ગોપદરજ મંડીત તનું સુંદર ઉરબન માળા શોહાવે હો. ૩
કટીપટ પીત અધરપર મોરલી કર ગ્રહી કમળ ફેરાવે હો. ૪
આવત રાજ હશ ગતી મોહન પ્રેમાનંદ મન ભાવે હો. ૫

પદ ૨

હોસૈયો સુનો હો ગોવીંદ ગોરી આવે મેરો મન લલચાવે હો. ૧
મધુરીશી તાન બજાવે ગીરધર તનમન તાપ સમાવે હો. ૨

બાંકે ચરન અધર ભુજ મોરલી નીરખીને સુખ પાવે હો. ૩
ચીતવન હરત સંતાપ સકળ દુઃખ મંદમંદ મસુકાવે હો. ૪
પ્રેમાનંદ કરે પ્રાનનો છાવર ચરન કમળ લપટાવે હો. ૫

પદ ૩

ડારીહે મે થે મોહની મેહન પ્યારે કાનગીન પટવારેને ડારી. ૧
કીની ચાતુરી ચતુર સાવરે હરે મન પ્રાન હમારે ડારી. ૨
મોહકબાન ચઢાય પલક શર શ્યામ કશીસર મારે ડારી ૩
ચપળ નેન ચીતવની ચીતવ તમે તુરત ગરદ કરી ડારી ૪
પ્રેમાનંદ વ્રજવાશી શાવરે બીશરત નાહી બીશારે ડારી. ૫

પદ ૪

હુ એકાંની છબી શ્યામસુંદર મનમાની દેખો ગૃહમસકાની હુ ૧
બદનશશી હશી કહતકછુક સુની બચન અતડી હરખાની હુ ૨
નેન સરોજશર સશીતળ અતી હરત સકળ દુઃખ હાની હુ. ૩
ખજન મીન મધુપ મૃગપંકજ ઉપમા કહત લજાની હુ. ૪
પ્રેમાનંદ મદન મુસુકનીપર કોટી કામ કુરબાની હુ. ૫

૧

પ્રગટ હરી મુજને મળ્યારે લોલ
કાંઈ કયામાં ના આવે વાત મારી બેની પ્ર.
આજ દીનબંધુ અઢળક ઢળ્યારેલોલ
પોતે પુરૂષોત્તમ શાક્ષાત્ત મારી બેની પ્ર ૧

એતો પ્રકૃતિ પુરૂષ થકી પર છેરે લોલ
એતો અક્ષર તણા આધાર મારી બેની     પ્ર. ૨
એતો રાધારમાના વર છેરે લોલ
ત્રીલોચન પતિ ભગવાંન મારી બેની     પ્ર.
એતો શુરીનર મુની શીર છાજનારે લોલ
મનમોહન રૂપ નીધાન મારી બેની     પ્ર. ૩
માહા મુકતનું જે જેની પાદુકારે લોલ
એવા પરમ પુરૂષ મહારાજ મારી બેની     પ્ર.
જેને ઘડીયે ન મેલે રમારાધીકારે લોલ
એવા દુર્લભ સુલભ થયા આજ મારી બેની     પ્ર. ૪
નર વિગ્ર ધર્યો કરૂણા કરીરે લોલ
લીધો નીજ કુળે અવતાર મારી બેની     પ્ર.
પ્રેમાનંદનો સ્વામી આજ શ્રી હરીરે લોલ
મુકિત આપી કરે ભવપર મારી બેની     પ્ર. ૫

૨

પ્રભુ પ્રગટ થયા છે આ શમેરે લોલ
શ્રીકૃષ્ણ કમળ દળ નેણ અવીનાશી     પ્ર.
જેને શુરપતિ નરપતિ શહુ નમેરે લોલ
એવા ધર્મકુવર સુખદેણ અવીનાશી     પ્ર. ૧
જે ગોકુળ ચદનનદ લાડીલારે લોલ

તેજ ભક્તિ ધરમસુત શામ અવીનાશી પ્ર.
તેણે મુક્તિનો દ્વાર ઉઘાડીયોરે લોલ
નરનારીને દેવા નીજ ધામ અવીનાશી પ્ર. ૨
સુદ્ધ ધર્મધરાપર સ્થાપવારે લોલ
ઉખાડવા અધમનાં મુળ અવીનાશી. પ્ર.
નીજ જનને અખડ સુખ આપવારે લોલ
પાવન કરવા ભક્ત ધર્મકૌળ અવીનાશી પ્ર. ૩
અસંખ જીવો ઓધારવાને આવીયારે લોલ
બ્રહ્મ મોહોલવા શી હરીરાએ અવીનાશી પ્ર.
મોટા મુક્ત મુનીને સાથે લાવીયારેલોલ
જેનાં દરશન કરે પાપ જાય અવીનાશી પ્ર. ૪
મોક્ષપતી કુવર ભક્તિ ધર્મનારે લોલ
હરી કૃશ્ન નારાયણ નામ અવીનાશી પ્ર.
વાલો તરત કાપે છે બધ કર્મનારે લોલ
પ્રેમાનંદનોસ્વામી ઘનશામ અવીનાશી. પ્ર. ૫

પદ ૩

જેને જોઇયે તે આવો મોક્ષ માગવારે લોલ
આજ ધર્મવશીને દ્વાર નરનારી જો.
આવો પ્રગટ પ્રભુને પગે લાગવારે લોલ
વાલો તરત ઉતારે ભવપાર નરનારી જો. ૧

જન્મ મૃત્યુના ભય થકી છુટવારે લો
શરણે આવો મુમુક્ષું જન નરનારી જો.
શીદ જાવો દો બીજે માથુ કુટવારે લોલ
આંતો તરત થશો પાવન નરનારી જો ૨
ભુડો શીદને ભટકો છો મન પંથમારે લોલ
આવો સત્સંગ મેલીને મોક્ષ રૂપનરનારી જો.
આંણો પ્રેમપતીન સાચા સતમારે લોલ
થાશે મોક્ષ અતિશે અનુપ નરનારી જો ૩
જુઓ આંખ ઉઘાડી વીવેકનીરે લોલ
શીદ કરો ગોળ ખોળ એક પાડ નરનારી જો
લીધી લાજ બીજા ગુરૂ લેખનીરે લોલ
કામ ક્રોધ વધારી છે રાડ નરનારી જો. ૪
એવા અજ્ઞાની ગુરૂના વીશ્વવાસગીરે લોલ
જાશો નરકે વગાડતાં ઢોલ નરનારી જો.
પ્રેમાનંદ કે છોડાવે કાળપાસથીરે લોલ
આવો શરણે આપે છે હરી કોલ નરનારી જો. ૫

૪

જાઉ ધર્મકુવરને વારણેરે લો
ભવ બુડતા ઝાલી મારી બાયે અલબેલો
બાહે જાંણીને તાણી લીધી બારણેરે લોલ .

નહીતો વહીનેજાતીતી ક્યાંનીક્યાંએ અલબેલે ધ.
વાલે ઘેરકળીમાં કરૂણાકરીરે લોલ
લીધો ધર્મઘરે અવતાર અલબેલે ધ.
પોતે અક્ષરપતી આવ્યા શ્રીહરીરે લોલ
કરવા અધમ તણો ઓધાર અલબેલે ધ. ૨
વાલે પ્રગટ પ્રતાપ જણાવીયોરે લોલ
મેટ્યા લખ્યા વીધાતાના લેખ અલબેલો ધ.
જીવ જમના તે હાથથી છોડાવીયોરેલોલ
મારી કર્મની રેખપર મેખ અલબેલે ધ ૩
ચાર વર્ણનેઆશ્રમ ચારનારે લોલ
થાપ્યા અચળ ધરાપર ધર્મ અલબેલે ધ.
મધમાંસ ચોરી ફેલ જારનારે લોલ
નરનારીનાં મેલાવ્યાં નીજ કર્મ અલબેલે ધ. ૪
કીધાં સુખ અંતર નરનારીનાંરે લોલ
ધર્મભકિત પ્રસરાવ્યાં માંહે અલબેલે ધ.
એવાં દીવ્ય ચરીત્ર ગીરધારીનારે લોલ
પ્રેમાનંદ જોઇને વારીજાય અલબેલે ધ. ૫

---

પદ ૧

શોભા શી કહુંરે રૂડી વરણુન કરતાં જાય ચીત બુડી
હરીવર જોયારે રંગમાં મોહી હુતો રશીયાજીના અંગમાં ૧
ઉદર અનોપમરે નીરખી ઉપમા પીપળ પાનના સરખી
ત્રીવળી સુંદરરે શોભે જોઇજોઇ ચીતડું મારૂં લોભે ૨
નાભી ઉંડીરે રૂપાળી બ્રહ્મા બેરો તે આશનવાળી
કટીલક જોઇનેરે મનમાં મ્રગપતીલાજ્યોરહુયેમાહાવનમાં
હરીયે ઉપવીતરે ધારી મુનીના મનને આનંદકારી
નીરખી આનંદરે પામી આવા રૂડા પ્રેમસખીના સ્વામી ૪

પદ ૨

હરીને નીરખ્યારે નેણે વાલાને વરણુવું સુંદર વેણે
શામ શરીરેરે શોભે અજાન બાહુ ચીતડું લોભે ૧
સુરતિ ઉંચીરે વખાણું સવાયોશઠતશુ બરમાણું
જાડા સુંદરરે શરીરે પિતપટ પેર્યા છે બળવીરે ૨
મોરે સાદેરે ગાજે સાંભળી મેઘ નગારાં લાજે
હરતા આવેરે પાસે કેસર શરીરખો સુગંધ શ્વાસે ૩
કોતુહુલન રે ભરીયા જોગ કળાના પુરણ દરીયા
બ્રહ્મવિધાનારે સ્વામી આવા રૂડા પ્રેમસખી વર પાંમી ૪

પદ ૩

રંગભીનોરે જોઇ હરીના જુગલ ચરણુપર મોઇ
રૂડા સાથળરે કેવા નિરખી મનમાં રાખ્યા જેવા ૧

ગોળ છે જોડારે સ્વરૂપે ઉપમા કદળી સ્થંભની આપે
શોભીત શોભારે ધામ વ્રજવિનતાના પુરણ કામ ૨
સુંદર શોભેરે જાનું નીરખી ધન્ય ભાગ્ય કરીમાંનુ
જંઘા જુગલરે નિરખી ચંદન ચરચિત મનમા હરખી ૩
ઘુંટી અનુપમરે પાંનો નિરખી મનમાં રાખુછાની
એ પદ ઉરમારે ધારી પુંજી પ્રેમસખી બલીહારી ૪

૪

ચરણ હરીનારે શોભે જોઇ જોઇ મુની મન મધૂરલોભે
છબી અલૌકીકરે ન્યારી સોળે ચીનતણી બલીહારી ૧
મચ્છ તે માહા સુખરે આપે ત્રીકુણ ગોપદ દુ બડા કાપે
કળસ ધનુષનેરે ધારે ચોગ તે તાપ હૈયાના ટાળે ૨
અર્ધચંદ્ર ઉગ્યોરે ભરી સ્વાસ્તિક અંકુશ મંગળકારી
જવને જાબુરે રાજે વજ્રધ્વ અંકુશ અતિશો દ જે ૩
અંબુજ શોભારે સારી લાગે ઉર્ધ્વ રેખા અતી પ્યારી
શુક જેવા જોગીરે વીચારે નીત ઉઠી પ્રેમસખી ઉરધારે ૪

પદ ૫

એ ચરણનારે ભોગી શીવશનકાદીક શુક જેવા જોગી
મનમાં વીચારીરે પ્રીતે તેણે કરી કામાદીક રીપુજીતે ૧
ધ્યાનમાં નખમણીરે દેખે ઝીણીઝીણી આંગળીયુ નીં રેખે
જોવું ગીતજ મહોરે અંગુઠે બીજે નરાચે ભામે જુઠે ૨

રૂષી ગણુ પુજેરે આનંદે ભવબ્રહ્માદીક નીત ઉઠી વદે
શેષ સંભારેરે મનમાં પુજે ગોવાળ વંદ્રાવનમાં ૩
કુચને કુમકુમરે સમારી ઉરપર રાખે વ્રજનીનારી
ઉપનીસદનોરે સાર પ્રેમસખી કરી રાખે ઉરહાર ૪

પદ ૬

સુદર શોભેરે રશીયો વાલો મારા રૂદે કમળમાં વશીયો
રૂપ અનોપમરે જોઇ ઉપમા તુલ્ય ન આવે કોઇ ૧
નીત્ય ઉઠી નારદરે ગાવે શેશ શહ્રસમુખ પાર નપાવે
શ્રી નારાયણુરે સ્વામી હુતો જોઇને આનદ પાંમી ૨
નખશીખ શોભારે વખાણી શુકળ કરૂણુ મારી વાંણી
અંગોઅંગનેરે ગાઉ હવે હુતો ભવમા પાછી નાઉ ૩
હવે હુતો થઇ રૂરે માતી હરીના ગુણુ સાગરમા નાતી
વાલે ગુને ઝાલીરે હાથે રશીએ પ્રેમસખીન નાથે ૪

---

પદ ૧

હુતો વારીરે ગીરધરલાલ મોળીડે તારેરે
આવી અટકયા છો અલબેલે ચીતડે મારેરે ૧
તમે રાજી થઇ મહારાજ મારે ઘેર આવોરે
હુતો તલખુ તમારે કાજ હશિને બોલાવોરે ૨
મારૂં મદીરીઉ મહરાજ પાવન કરવારે
આવો અલબેલા આધાર ચીત મારૂ હરવારે ૩

તમે આવંતો અલબેલ બીક માં આંણોરે
મારે મદીરીયે મહરાજ ગમતું માણોરે ૪
તારૂ મુખડુ જોવા નાથ થઈછુ ઘેલીરે
આવો પ્રેમાનંદના પ્રાંણ છોગલાં મેલીરે ૫

પદ ૨

આવો રશીયા રાજીવ નેણુ નંદના લાલારે
મારા પ્રાંણ તણા હો પ્રાંણ મુજને વાલારે ૧
મારે સુખસંપત સુખધામ નામ તમારૂરે
તારા નામ ઉપર વ્રજરાજ સરવ સવારૂરે ૨
મારે જોગ સમાધી ધ્યાન દરશન તારૂરે
તારા મુખપર શામ શરીર તનમન વારૂરે ૪
તારારા લટકા ઉપરલાલ જાઉ હુતો ઘોળીરે
મુને લટડાં જોવામાવ લીધી ઓળીરે ૪
વાલા આવોને આવા શાંમ રહો દ્રગ આગેરે
નીજ સેવક પ્રેમાનંદ એ વર માગેરે ૫

પદ ૩

મારી પ્રીતી પ્રાંણ આધાર તમ સંગ લાગીરે
મેતો અસત જગતથી નાથ આશા ત્યાગીરે ૧
એક તમે તમારા જંન તે મુને પ્યારારે
મારા જીવડલાથી નાથ નરહો ન્યારાર ૨

વાલા તમથી વીમુખ નરનાર પશુંવંત દીશેરે
તમવીના તે બીજે કાંઈ મન નવ હીશેરે ૩
વાલા કલ્પ તરૂ તમે શામ સુંદર છેલારે
ચીત્તામણી ચતુર શુજાંણુ છો અલબેલારે ૪
બીજુ સર્વે તમવિના શામ સિંધુ ખારેરે
મારે પ્રેમાનંદના નાથ ભરૂશો તારોરે ૫

પદ ૪

નહી મેલુ હુ સુદર શામ કુંજબીહારીરે
હુતો દામ વીનાની દાસ દાસી તમારીરે ૧
અમે ગુણવંત સુખના ધામ સારંગ પ્રાણીરે
હુતો હાથે તમારે નાથજી વેચાણીરે ૨
જેમ રાખો તેમ રહુ નાથ એક પગે ઉભીરે
નહી વરતુ કોઈ દીન નાથ તમને દુભીરે ૩
તારા ચરણુ તણી રાજ શામ થઈને ચાલુરે
કેહો તો વ્રત રાખુ વ્રજરાજ તમને વાલુંરે ૪
જે કહેવુ ઘટે તે કાન મુજને કેજોરે
વાલા પ્રેમાનંદ પર નાથ રાજી રહેજોરે ૫

૧

લટકાળો લટકનોરે આવે મોહન મોરલી વાતોર લ. ૧
સખાંને સંગે અની ઉછરંગ ગીત મધુરાં ગાતોરે લટ. ૨

કેશરીયે વાઘે કસૂંબલ પાઘે કેશર રંગમાં રાતોરે લટ. ૩
ફુલના તોરા ગજરાની ટોપી ફુલાને હારે ફુલાંતોરે લટ. ૪
નીશ્કુળાનંદનો સ્વામીશામ ગીયોઆવે અમીરસપાતોરે લ. ૫

પદ ૨

શામળીયો સ્નેહનો બાંધ્યો આવે છે અલબેલોરે ૧
રંગમા રાતોને વાલજી વાતો છોગાળો છેલછબીલોરે શા. ૨
અતિ પ્રસન્ન વદન વાલાનુ અલવે ભર્યો અલમીલોરે શા. ૩
દરશન દેવાને કોઇએ કહેવા રશબસ કરવા રશીલોરે શા. ૪
નીશ્કુળાનંદનો સ્વામીશામ ગીયોઆવે વાલપશુવેલોરે શા ૫

પદ ૩

છબીલાની છબી જોઇને મોહી રહ્યુ મન મારૂ રે ૧
નેણુ વીશાળને વાણી રસાળ તેપર તનમન વારૂરે છ. ૨
વાલાનુ વદન સુખનુ સદન શોભે છે સુંદર સારૂરે છ. ૩
જોતનજોઇહુ મનમા મોહી મીટેનટકુ તમારૂરે છ ૪
નીશ્કુળાનંદના નાથને નીરખી અંતરમાં ઉતારૂરે છ. ૫

પદ ૪

છોગાળા તારા છોગલા ઉપર વાલમજી જાઉંવારીરે છો. ૧
નટવર નાગર રૂપના સાગર મનમાન્યા મોરારીરે છો. ૨
કાન ગોવાળાને વાલજી વાળા તમેમીરાત્યછો મારીરે છો. ૩
નંદનાલાલા લાગો આતવાલા ગુણવંતા ગીરધારીરે છો. ૪
નીશ્કુળાનંદના સ્વામી સાંભળાયાહુંછું દાશીતમારીરે છો. ૫

પદ ૧

કોડે કોડે એકાદશી કીજીએરે

એવું વ્રતજાવા નહી દીજીયેરે કોડે ૧

એ વ્રત કરે તે ધન્ય માંનવીરે

તે તો નાયો કોટીકવાર જાંનવીરે કોડે ૨

જેણે વચન પ્રમાણે વ્રત આદર્યુરે

તેણે કારજ પોતાનું સરવે કર્યું રે કોડે..૩

એનો મહિમા મુનીવર ગાય છેરે

અવીનાશી મળ્યાનો ઉપાય છેરે કોડે ૪

બ્રહ્માનંદ કહે એમાં હરી રહ્યા વશીરે

કીધી ઓધવ પ્રમાણે એકાદશારે કોડે. ૫

પદ ૨

હરીજન હોય તે હરીને ભજેરે

વ્રત એકાદશી તે કેદી ન તજેરે હરી. ૧

જાણે માત સમાન પરનારનેરે

ગણે તુચ્છ સરીખો સંસારનેરે હરી ૨

મધમાસસ હરામ જેને નવ ખપેરે

જીભે રાત દીવસ પ્રભુને જપેરે હરી. ૩

માયા જીવ ઇશ્વર ન જાણે ભર્મનેરે

રટે બ્રહ્મ ને પરીબ્રહ્મનેરે હરી ૪

બ્રહ્માનંદના વાલાની છબી ઉરધરેરે

મતવાલો થઇને જગમાં ફરેરે હરી. ૫

પદ ૩

ભલે આવી અનુપમ એકાદશીરે
મારે વાલે મુજ સામુ જોયુ હશીરે ભલે. ૧
આજ આવીઆ નંદ કરી ખેલડીરે
થઈ રશીયા સંઘાથે રંગ રેલડીરે ભલે. ૨
લટકાળા કુંવર નંદલાનીરે
ચીત ગમે ખુંટી છબી ચાલનીરે ભલે. ૩
રંગભીનો રમે રંસ રંગમારે
અતી આનંદ થયો છે મારા અંગમારે ભલે ૪
પ્રીતી જાણી રશિલો વચને પળ્યારે
બ્રહ્માનંદનો વાલો મુજને મળ્યારે ભલે. ૫

પદ ૪

ધન્ય ધન્ય એકાદશી આજનીરે
રૂડી નીરખી છબી વ્રજરાજનીરે ધન્ય. ૧
ફુલડાંનાં છોગા તે ચીત્તમાં ધર્યારે
તે જોઇને મારાં નેણાં ઠર્યારે ધન્ય ૨
ભાળી કેશર તીલક રૂડુ ભાળમારે
મારી લગની લાગી છે નંદલાલમારે ધન્ય. ૩
વાંકી ભ્રગુટીમાં મન મારૂ ભમેરે
હવે બીજુ દીઠુ તે મુને નવ ગમેરે ધન્ય. ૪
બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડીર
પ્યારી લાલ કમળ કેરી પાંખડીરે ધન્ય. ૫

૧

એકાદશી આજનો દીન સારોરે
ગાઇયે નટવર નંદદુલારોરે — એક. ટેક.
એના વ્રતનો મહીમા ભારીરે
જાણે બ્રહ્માદીક ત્રીપુરારીરે
મળે પ્રગટ પ્રમાંણુ મોરારી — એકા ૧
વ્રત રાખીને હરીવર વરીયેરે
ધડ અંતર આંટી ધરીયેરે
કોડે આનંદ ઉછવ કરીયેરે — ધન્ય. ૨
બ્રહ્માનંદ કહે એ વ્રત કર્યાં છેરે
તે તો પાર સંસારને થયાં છેરે
એમ ઉધવ કહી ગયા છે. — એકા. ૩

૨

એકાદશી ઉચ્છવનો દીન રૂડોરે
કોડે નીરખીયે છેલ કાનુડો — એકા. ટેક.
રશીયા સંગ રંગ ભેર રમીયેરે
દેહ પ્રાણ ઇંદ્રી મન દમીયેરે
ત્યારે ગીરધરને મન ગમીયે — એકા ૧
પીત પ્રેમ સુધારસ પીજેરે
કરી વ્રત નવ રાખીયે બીજેરે
રશીયો નટ નાગર રીઝે — એકા. ૨

જેણે વચન થકી વ્રત કીધુ રે
તેનું સધર્યું તે કારજ સીધું૰
બ્રહ્માનંદ કહે જનમ ફળ લીધુ  એકા. ૩

પદ ૩

એકાદશી ઉછવનો છે દહાડોરે
ખુબ રચીયેરે રંગ અખાડોરે  એક. ટેક.
કરીયે વ્રત અતિ ઉછરંગેરે
પેરો વસ્ત્ર આભુશણ અંગેરે
રમીયે શામ સુન્દરવર સંગે  એકા. ૧
સખી શામ ચરણ ચીત્ત લઈયેરે
વીષ રૂપ વીશે વિસરાઇયેરે
ગીરધર નટનાગર ગઇયે  એકા. ૨
એનોમહીમા કહ્યા મા ન આવેરે
મોટા મોગ મુનીવર ગાવેરે
બ્રહ્માનદ કહે હરીને મેળાવે  એકા. ૩

પદ ૪

એકા દશી પ્રગટ પ્રભુને પ્યારીરે
સર્વે હરાજનને સુખકારી  એકા. ટેક
રહેશે વ્રત જે વચન પ્રમાણેરે
એમાં અશત્ય ભાવ નવ આંણેરે
તેતો મોક્ષ મહા પદ માણે  એક. ૧

સબ જગ મંડળ કરણીરે
દુ:ખ શોક સંતાપની હરણીરે
સાચી મોક્ષ તણી નીશરણી એક. ૨
બ્રહ્માનંદકે ટળે ભ્રમ ભીતીરે
રહે વ્રત શનાતન રીતીરે
થાય પુરણ હરી પદ પ્રીતી એકા. ૩

પદ ૧

વાલા તારી મુરતી મન માનીરે
વશ કીધી છેલ ગુમાની વાલા. ટેક.
મનમોહન મોરલી વાળારે મરમાળા આંખડલીના આળારે
કામણગારા છેલ છોગાળા વાલા. ૧
વાલી લાગેછે મુખની વાણીરે તેણે લીધુ છે મન મારૂ તાણીરે
હુતો હાથ તમારે વેચાંણી વાલા. ૨
હુતો હારીને દોરી તમારીરે જાઉ તનમન ધન બલીહારી
મને ગમીયા છો ગીરધારી વાલા. ૩
તમે છો મારા પ્રાણ આધારારે મારી આંખડલીના તારારે
છો પ્રેમસખીના પ્યારા. વાલા. ૪

૨

વાલા તારી વાતડી વાલી લાગેરે
મારૂ સાભળતાં દુખ ભાગે વાલા. ટેક

તારા મુખમાં મોહન બેલીરે સાંભળતાં થઇ હુતો ઘેલીરે
તમે વાળી છે રગડાની રેલી વાલા. ૧

જોઇ તમંને તે જાદાવરાયરે મારૂ હૈડુ તે તાદું થાયરે
મારૂ મન મળવાને ચાયે વાલા ૨

તારી વાતું લાગે મને વાલીરે હુતો કેમકરી આવું ચાલીરે
તારે બોલે બાંધી મુંને ઝાલી વાલા. ૩

અલબેલા મંદીર મારે આવોરે વાતું સાંભળવાનો છે ભાવરે
વાલા પ્રેમસખીના નાત વાલા. ૪

પદ ૩

છેલા તારા છોગલા પર વારીરે
વાલી લાગે છે સુરતિ તારી છેલા ટેક
પાતળીયાજી પળવટ વાળીરે આવી ઉભા છો વનમાળીરે
ઓરા આવોને લીજે તાળી છેલા. ૧

તારા ઉરપર મોતીની માળારે રૂડા લાગો છો નાથ રૂપાળારે
ચીત્ત ચોરે છે નેણુંના ચાળા છેલા. ૨

મન માંન્યા છો અલબેલારે વાલા લાગો છો રંગના રેલારે
આવો મળાંયે સુદર વર છેલા છેલા. ૩
હુતો મોહી પાઘડલીને છેડેરે મારૂ મનડુ ફરે તમ કેડેરે
પ્રેમસખી તે મળવાને તેડે છેલા. ૪

પદ ૪

નેણાંમાં આવો નાથજી રાખુ રે

મારા પ્રાણ વારીવારી નાખુ નેણાં ટેક

હવે નીમખ ન મેલુ ન્યારારે છો જીવન પ્રાણ હમારારે

મારો જન્મ સુધારો પ્યારા નેણાં ૧

મારે તમથી વાલુ નહી કોઇરે રાખુ જીવડલીમાં પ્રોઇરે

તમ વીના મરૂ હુ તો રોઇ નેણાં ૨

મારો સુફળ જનમ તમે કીધોરે રૂડી રીતે મે લાવો લીધોરે

જગ ઉપર ડંકો તે દીધો નેણાં ૩

મેતો મેમા નીહારી પ્રીતીરે વાલા જાણી તમારી રીતીરે

હવે પ્રેમસખી જગ જીતી. નેણાં ૪

૧

આજ મારે ઓરડેરે આવ્યા અવીનાશી અલબેલા

બાંઇ મેં બોલાવીયારે સુંદર છોગા વાળા છેલ ૧

નીરખ્યા નેણા ભરીરે નટવર સુંદર શ્રીઘનશ્યામ

શોભા શી કહુ રે લાજે નીરખી કોટીક કામ ૨

ગુંથી ગુલાબનારે કંઠે આરોપ્યા મેં હાર

લઇને વારણારે ચરણે લાગી વારમવાર ૩

આપ્યો મે આદરેરે બેસવા ચાકળીયો કરી પ્યાર

પુછ્યા પ્રીતશુરે બાઇ મેં સર્વે સમાચાર ૪

કોને હરી ક્યાં હતારે ક્યાંથી આવ્યા ધર્મકુંમાર
સુંદર શોભતારે અંગે સજ્યા છે શણગાર ૫
પેરી પ્રીતશુરે શોરગી સુથણલી સુખદેણ
નાડી હીરનીરે જોતાં ત્રપત ન થાયે નેણ ૬
ઉપર ઓઢીયોરે ગુંઢો રેટો જોવા લગ
સજની તે સમેરે ધનધન નીરખ્યાં તેનાં ભાગ્ય ૭
મસ્તક ઉપરેરે બંધ્યુ મોલીડુ અમુલ્ય
કોટીક રવી શશીરે તે તો નાવે તેને તુલ્ય ૮
રેશમી કોરનોરે કરમા શોભે છે રૂમાલ
પ્રેમાનંદ તો રે છબી નીરખી થયો નીહાલ ૯

પદ ૨

સજની સાંભળોરે શોભા વર્ણવુ તેની તેહ
મુર્તિ સંભારતાંરે મુજને ઉપજ્યો અતિ સ્નેહ ૧
પેર્યો તે શમેરે હૈયે અંગે આનંદકાર
જેવા મેં નીરખ્યારે એવા વરણવું કરીને પ્યાર ૨
બરાસ કપુરનારે પેર્યા હૈડે સુંદર હાર
તોરા પાઘમાંરે તેપર ભમર કરે ગુંજાર ૩
બાજુ બેરખાંરે બાંયે કપુરના શોભીત
કડાં કપુ નાર જોતા ચોરે સૌના ચીત્ત ૪
સર્વે અંગ . ઉડે અત્તરની બહુ ફોર
ચોરે ચીત્ત . તે કળનયણની કોર ૫

હસતા હેતમાંરે સૌને દેતા સુખ આનંદ
રસરૂપ મુરતીરે શ્રી હરી કેવળ કરૂણા કંદ ૬
અદભુત ઉપમારે દેતા શેષ ન પાંમે પાર
ધરીને મુરતીરે જાંણે આવ્યો રસ શણુગાર ૭
વાલપ વેણુમારે નેણાં કરૂણા મેં ભરપુર
અંગોઅંગમાંરે જાણે ઉગીયા અગણીત શુર ૮
કરતા વાતડીરે બોલી અમૃત સરખાં વેણુ
પ્રેમાનદનારે જોતા ત્રપત ન થાયે નેણુ ૯

પદ ૩

બોલ્યા શ્રી હરીરે શાંભળો નર નારી હરીજન
સારે એક વારતારે સૌને સંભળાવાનું છે મન ૧
મારી મુરતીઃ મારો લોક ભોગને મુક્ત
સર્વે દીવ્ય છેરે ત્યા તો જોવાની છે જુક્ત ૨
મારૂ ધામ છેરે અક્ષર અમૃત જેનું નામ
સર્વે સમ્રધીરે શક્તી ગુણેકરી અભીરામ ૩
અતિ તેજોમયરે રવી શશી કોટીક વારણે જાય
શીતળ શાંત છેરે તેજની ઉપમા નવ દેવાય ૪
તેમાં હું રહું રે દ્વિભુજ દીવ્ય સદા શાકાર
દુર્લભ દેવનેરે મારો કોઇ નપાંમે પાર ૫
જીવ ઇશ્વર તણોરે માયા કાળ પુરૂષ પરધાન
સૌને વશ કરૂરે સૌનો પેર કહું ભગવાંન ૬

અગણીત વીશ્વનીરે ઉત્તપતી પાલણ પ્રલય થાય
મારી મરજી વીનારે કોઇથી તરણું નવ તોડાય ૭
એમ મને જાંણજોરે મારાં આશ્રીત સૌ નરનારી
મે તમ આગળેરે વારતા સત્ય કહી છે મારી ૮
હુ તો તમ કારણેરે આવ્યો ધામ થકી ધરી દેહ
પ્રેમાનદનોરે વાલો વરશ્યા અમૃત મેહ ૯

પદ ૪

વળી સૌ સાભળોરે મારી વારતા પરમ અનુપ
પરમ સીદ્ધાંત છેરે સૌને હેત કારી સુખરૂપ ૧
સૌ હરી ભક્તનેરે જાવુ હોય મારે ધામ
તો મને સેવજોરે તમે શુદ્ધ ભાવે થઇ નોશ્કામ ૨
સૌ હરી ભક્તનેરે રવુ હોય મારી પાસ
તો તમે મેલજોરે મીથ્યા પંચ વીશેની આશ ૩
મુજ વીના જાણજોરે બીજો માઇક સૌ આકાર
પ્રીતી તોડજોરે જુઠા જાંણી કુંટમ પરીવાર ૪
સૌ તમે પાળજોરે સર્વે દ્રઢ કરી મારાં નેમ
તમપર રીઝશેર ધર્મને ભક્તી કરશે ક્ષેમ ૫
સંત હરીભક્તનેર કીધો શીક્ષાનો ઉપદેશ
લટકાં હાથનારે કરતા શોભે નટવર વેશ ૬

નીજ જન ઉપરરે અમૃત વરસ્યા આનંદકંદ
જેમ સૌ અઉસધીને પ્રીતે પોખે પુરણ ચંદ ૭
શોભે સંતમારે જેમ કાંઇ ઉડગણમાં ઇંદુરાજ
ઇશ્વર ઉદે થયારે કામીમે કરવા જનના કાજ ૮
એ પદ શીખશેરે ગાશે સંભાળશે કરી પ્યાર
પ્રેમાનંદનોરે સ્વામી લેશે તેની સંભાર ૯

૧

ઓછવની પ્યારી કેશવની આજ એકાદશી ઓછવની આ ૧
કોટી ગઉ કેરાં દાન કરે પણ નાવે તોલે એનાલવની આ. ૨
મંગળરૂપ સદા સુખકારી વાલી નીમી જગનેશ્વવની આ ૩
વચન પ્રમાણે કરે વ્રત જેનુ ત્રાસ મટે પ્રત્ય ભવની આ ૪
બ્રહ્માનંદકહે વ્રત કરવું એગઆજ્ઞા સ્વામી ઓપવની આ. ૫

પદ ૨

દુરખ અતિ ભેટયા કમાપતિઆજએકાદશીદુરખઅતિ આ. ૧
મનમોહન મારે મંદીરઆવ્યા અધીકથઇ હુતોપૂન્યવંતી આ ૨
પીતાંબર આભુશણ પેરી ચાલંતા વાલો હંશગતી આ. ૩
પુરૂશોતમ પુરણ વરપાંમી રહીન ખામીહવે એક રતી આ. ૪
બ્રહ્માનંદ કહે હરીવર વરતાં ચૈદભૂવનમાં હુથઇરેછતી આ. ૫

૩

ભાવ મળ્યા તનતાપ ટળ્યા આજએકાદશી ભાવ મળ્યા આ. ૧

પુરવભવની પ્રીતજાંણીને આવીને અમપરઅઢળકઢળ્યા આ.૨
મુનીવરધ્યાન ધરીધરી થાકયાકોઇથી વાલો નજાય કળ્યા આ ૩
મારૂમંદીરીઉપોતાનુ રેજાંણ્યુંસુદરસુખદઃખમાંહીભળ્યા આ. ૪
બ્રહ્માનંદ કહે હરીવર પાંમી આનદ કેરા ઓધ વર્યા આ ૫

૪

સફળ ફરી હુતો હરીને મળી આજ એકાદશી સફળફળી ૧
ચોપકરી નટનાગર સારૂ શેજ સજી કાળુ કુસમકળી આ ૨
રસબસ હોયરહીરશીયાસંગજ્યુ મીશ્રી પયમાંય ભળી આ. ૩
નીતનીત પ્રેમરહુ ઉરધરતી હરીચરણે મનવરતી હળી આ. ૪
બ્રહ્માનંદકહેહરીવર વરીયા જન્મમરણ કેરીશંકાટળી આ. ૫

૧

વાલાજી દરશન દેજોરે અક્ષરવાશી
પુરૂશોતમ પ્યારા તમથી બધાણી
હવે બેલી નથીરે વાતુ છેટે મેલીરે અક્ષ. ૧
પુરૂશોતમ પ્યારા તમરા મુખડાની વાંણી
વીના લાગે અન્ય ધુળધાંણીરે અક્ષ. ૨
પુરૂશોતમ પ્યારા સુખડુ આપીને દુઃખ દીધુ
વીજોગે કામણ કીધુર અક્ષ. ૩
પુરૂશોતમ પ્યારા જીવાની અરજી ઉર ધારો
આપો અહોનીસ સંગ તમારોર અક્ષ. ૪

૨

પ્રીતમજી તમને જાંણ્યારે બ્રહ્મરૈપના ભોગી ટેક

બ્રહ્મના ભોગી પેલી તે પ્રીત લગાડી વળતી

વળતી માશો આડીરે બ્રહ્મા. ૧

બ્રહ્માના ભોગી મારે તમારૂ આવ્યું બાંનું

તેતો કેમ કરી રહે છાનુરે બ્રહ્મ. ૨

બ્રહ્મના ભોગી મેતો નાખ્યો શીર છેડો

સુખથી અમને તેડોર બ્રહ્મ. ૩

બ્રહ્મના ભોગી જીવાને વળતે જુગ થાયે

એકલડુ નવ રોયરે બ્રહ્મ પ્રીતમજી તમને ૪

૩

દીન સેવકને ગુજાનારે સેહેજાનદ સ્વાંગી ટેક

સ્વામી મારા તનડના તાપ બુઝાવો

સેવાનો આપો લાવેરે સેહ. ૧

સ્વામી મારા જેમ કહો તેમ કરીયે

જોઇને અમે ઠરીયેરે સેજે. ૨

સ્વામી મારા દાસની પીડા કંઇ જાંણો

એની ઉપર દયા અણોરે સેહેજા. ૩

સ્વામી મારા તેડાવો તમારી પાસ

જીવાની પુરો આશરે સેહેજા. ૪

૪

તુને કોણે કામણ કીધુરે ગુણવંત ગીરધારી ટેક.
ગીરધારી તમને કોણ મળી નાર ઠગારી
અમને મેલ્યાં વીશારીરે ગુણવંત ગીરધારી ૧
ગીરધારી તમને એમ ન ઘટે કરવું
એક ઘેર જઇને ઠરવુંરે ગુણવંત. ૨
ગીરધારી તમને ઝાઝુ તે શુ ઘણું કહીયે
વીચારી મનમાં રહીયેરે ગુણવંત. ૩
ગીરધારી તમને ભેટયાની આશા ભારી
જીવાને તેડો વીચારીરે ગુણવંત. ૪

૧

જાવું છેરે જાવું છેરે જાવુ છે નીદાન
ભજ ભગાવાંનરે જીવ જાવું છે ટેક.
જાવું છે રે જાવું છેરે રેવાનુ છે કાચું
માન સાચુરે જીવ. ૧
જાવુ છેરે જાવુ છેરે ધનમાલ મેલી ઠાલુ ઠેકીરે જીવ. ૨
જાવું છેરે જાવુંછેરે આવુ તન ત્યાગી જોને જાગીરે જીવ. ૩
જાવુછેરેજાવુછેરે આપો જમણે હાથે આવે સાથેરે જીવ. ૪
જાવુંછેરે જાવુંછેરે કહે નીસ્કુળાનંદ ભજ ગોવીંદરે જીવ. ૪

૨

ભુલેમાંરે ભુલેમાંરે આવું અંગ બાળી
દેશે બાળીરે ભાઈ ભુલેમાં ટેક.

ભુલેમાંરે ભુલેમરે તન નથી તારૂ માને મારૂરે ભાઈ. ૧
ભુલેમારે ભુલેમારે દેખી દેહ રૂડી છે જોકુડીરે ભાઈ. ૨
ભુલેમાંરે ભુલેમાર દેહ દેશે ડાટી થાશે માટીરે ભાઈ. ૩
ભુલેમાંરે ભુલેમારે દેખીદેહ સારી જોને વીચારીરે ભાઈ ૪
ભુલેમારે ભુલેમારે કહે નીસ્કુળાનંદ સ્વામી સુખુકદરે ભાઈ ૫

૩

માનીલેરે માનીલેરે માનીલે મન મારૂ
તો ઘણું સારૂરે મન માંનીલે ટેક.

માનીલેરે માનીલેરે એટામાણુ ખુટનોતજને તુંતોરે મન ૧
માનીલેરે માંનીલેરે ધાઇશમા
ધનનારી થાશે ખવારીરે મન. ૨
માંનીલેરે માનીલેરે સાચાનો થાસંગી
મન બહુ રંગીરે મન ૩
માનીલેરે માનીલેરે તાંણુતારી તજી
હરી લેને ભજીરે
માનીલેરે માનીલેરે કહે નીસ્કુળાનંદ
ફીટે ફંદરે

૪

વીચારેરે વીચારેરે વીરત્વારૂ કહું તારે સારૂરે વીર વીચારે ટેક
વીચારેરે વીચારેરે વીચારીને ચાલે જાતુ કાલેરે વીર. ૧
વીચારેરે વીચારેરે વીચારાને બોલે હરી પ્રભુનેરે વીર. ૨
વીચારેરે વીચારેરે સતસંગ કુસંગ તો રહે રંગેરે વીર ૩
વીચારેરે વીચારેરે દુર્લભ છે આ દેહડી આવે નહીરે વીર. ૪
વીચારે વીચારેરે કહે નીસ્કુળાનંદ છેરે છંદેરે વીર. ૫

---

## પદ રાગ ધોળ

રાતે સળી જીવન જો ાંટ આલેરે
ગેંડીગુનાં અવે લટકતો લલેરે ૧

ા શોભા સુખે વર્ણવી ન જાયરે
જેને નીગમ નેતિનેતિ કરી ગાયરે ૨

ગોડે ઘોડે રાજેશ્વર બીરાજેરે
છબી જોઇ કોટી કદ્ર લજેરે ૩

મળ્યા હરે માહા મુનીના વ્રંદરે
તેમા શોભે તારે વીંટયો જેમ ચંદરે ૪

સુકશાનકાદીક ઉત્તમ જશ ગાયરે
નૃત કરી નારદ વેણ બજાયરે ૫

નીજ શખા ચમર કરે લઇ હાથેરે
આ જો આવ્યા ભુમાનંદનો નાથરે ૬

૨

જુવો છબી શામ સુંદર વર કેરીરે
હીરની નાડી સુથણુલી શોનેરીરે ૧
જરકશી જામો બુટ્ટાદારરે
કશયો કમર શોનેરી કટારરે ૨
શીરપર બાંધ પેચાળી નવ રંગીરે
કાંને ગુછ ગુલાબી માથે કલગીરે ૩
ગજરા તોરા ગળે ગુલાબના હારરે
આવી ઉપર ભમર કરે ગુંજારરે ૪
પોચી કડા બાયે બાજુબંધરે
નગ જડાં કુંડળ મોતીનાં ચંદરે ૫
વેગે જુઓ વરણાગીયો વનમાળી
શીતળ થયે ભુમાનંદ કહે ભાળીરે ૬

---

## પદ રાગ ગરબી

સાચા સંતનાં અંગ એંધાંણુરે જોઇ લેવાં જાડીયે
જેને મળવે માંન્યુ કલ્યાણુરે તેને જોવા ઘડીયે ઘડીયે ૧

ખાતાંપીતાં જોતાં જણાશેરે આશે એના અંતરની
ઉઠે બેઠે બોલે ખુલાશેર પાસે વસતાં એ નરની ૨
હશે હાર દહૈયા ફેરરે વણકયે પણ વરતાશે
જેમજેમ છપાડશે ઘરેણુરે તેમતેમ છતુ થાશે ૩
ખાયે ખુણેલસણ એલચીરે તે ગંધ કરે છુપાવાનું
કહે નીસ્કુળાનંદ વાત નકીરે જેમ છે તેમજણાવાનું ૪

પદ ૨

જેવો રસ ભર્યો જે ઠામેરે તેવા તેમાંથી ઝરશે
કોય કાઢશે પડશે કામેરે નીશ્ચે તેવો નીશરશે ૧
જોને આર કરે જંન જેવારે તેવા આંવ ઓટકારે
આણ પુછે નીશરે એવારે આશે અંતરની બારે ૨
જોને ચીલ ચડે અશમાને નજર તેની નીચી છે
દેખી મારણને મન માંનેરે અન્ય જોવા આંખ મીચીછે ૩
એવા લક્ષણ વાલા લાખુરે દીઠા મે દગા ભરીયા
કહે નીસ્કુળાનંદ સુ ભાખુરે ઓલખો એની જોઇ કીયા ૪

પદ ૩

કામી બોલે કામે ભરીયુ રે લોભી બોલે લોભ લઇ
ક્રોધી બોલે ક્રોધે અનુશરીયુ રે માંની બોલે માનસઇ ૧
સ્વાદી બોલે સ્વાદ વખાંણી! ડંભી બોલે ડંબભરી
અંહકારી અંહકાર આંણીરે કપટી બોલે કપટ કરી ૨

માટે જે જનને મલે જેવારે તેવો તેને રંગ ચઢશે
નેજાયે શ્રોતા સારૂ લે વાર જેમ છે તેમ તેનું જડશે ૩
ખુમ ખરા હોય ખપ વાલારે તેને જોવું તપાશી
થાય નીસ્કુળાનંદ સુખાલારે ખરી વાત કઉ ખાશી ૪

પદ ૪

વળ્ સાધુનો વરતારોરે આ પદ સૂણુતાં ઓરખાશે
પછે સોપીશમા ગમ સારોરે તે સાથે પ્રીતી થાશે ૧
તેડુ વીના મન નહો માનેરે બીજે હલકુ નહી બેશે
કાંપરની વાતુ કાને સાંભળી પડયમા ને પેશે ૨
આંખ્ય અનરની ઉઘડશેરે પડશે પારખુ પોતાને
ખરા ખોટાની ગમ પડશે જડશે વાતુ એ જોતાને ૩
પછી સંતઅસત એક પાડેરે નહી દેખે તે કોય હને
કે નીસ્કુળાનદ શુ દેખાડેરે જાંણુો જેમ છે તેમમને ૪

પદ ૫

જેનુ તનમન માન્યુ ત્યાગેરે ભક્તી ધર્મ ભાવે છે
તેના વચન વીટાણા વૈરાગેરે અંતરમાથી આવે છે ૧
શીલ સંતોષને વલી શાન્તીરે એમાં રઇને બોલે છે
ધીરજના કચ નથી જાતીરે ગ્યાંન ધ્યાનમાં ડોલે છે ૨
એવા સત સઉના સગારે પરઉપગારી પુરા છે
જેના દલમા નેકોય દગારે સત્ય વાતમાં શુરા છે ૩

કરવો તેણે કરીને વૈરાગ્ય થાય છે તેણે કરીને અંતર દ્રષ્ટી કરવી આ લોકમાં શો માલ છે આ વાડી લીધી છે તે શું પાંણાને કાંટા છે અમને તે કાંઇ માલ જણાણો નહી પણ આ બજારના કાંટા કરતાં એ સારો છે અને શેર શેંચ્યે કરીને બુધી ભ્રષ્ટ થઇ જાય છે શેર કરતાં ગામડુ સારૂ કેમ કે ગામડામાં એકવાર હોળીને શેરમાં બારે માસ હોળી ને દીવાળી ગામડામાં વીવા હોય ત્યારે શેરમાં બારે માસ વીવા હોય પણ કોઇ એમાં માલ નથી ભગવાન ભજવામાં સુખ છે જેજે થાય છે તે સસ્કારથી થાય છે શીવલાલને ડોઢ પોળ પોળ ધ્યાનમાં બેસાય અને અલેસક બે પોર ચાર્ય કાંમ આવે પણ બેશે એવું ત્યારે એ બધુ સસ્કારથીને કોઇ સાધુની દ્રષ્ટી એમ મરમમાં પોતાનું સામર્થ કહ્યું ગોપાળાનંદ સ્વામીની વાતમા છે કે મુમુક્ષુ વીના સાધુ ન ઓેરખાય એમ અમદાવાદના સાધુ આગળ કહ્યુ તે પછી બોલ્યા કે સંસ્કાર વીના જીવોને આપણેભેળા થયા છીએ મે એક કવી વાડીમાં હતો તેને કહ્યું ભગવાનભજશો ત્યારે તે કહે હા ત્યારે તેને કહ્યું ચાલો અહી નદીયે અમારા મોટા સાધુ દીપાનદ સ્વામી આવ્યા છે પછે વૃતમાન ધરાવ્યાં તે સાધુ મણીજેવા થયાછે એમ સંસ્કારે વાત થાય છે એમ કહીને કીરતન બોલ્યા સંત સમાગમકી

જે એ બોલ્યા ત્યાં અને સતસગ જીવનમાં સાર મહરાજે શ્રીવાસુદેવવિમલા મૃતવામવાસ્યમ્ એ અષ્ટક કાઢયો છે અને તેનુ સાર છેલ્લા શ્લોકમા છે ધર્મસ્ત્યાજ્યોનકાશ્ચિત એ છે તે પ્રમાણે રહે તો બહુ સારૂ થાય આશરો દ્રઢ રાખવો વભીચારણી ભકતી કરવી નહી નીસ્કામી ભકત થાવુ ને ઉત્તમ પ્રતીવૃતાનાં લક્ષણ તો કેને કહીયે કે કોઇ દેવદેવી કે અવતારાદીકનો લગારેક ભાર આવે નહી એવા ભકત્ત મહરાજ કે અમને બહુ ગમે છે આને આ દેહ ભગવાન ભજી લેવાને દેહ તો હમણાં પડશે માટે આતો વીજળીના ઝબકારામાં મોતી પેરાવી લેવું છે થોડા મા કામ કાઢી લેવું કોઇ વાતનો મમત કે પક્ષ ન રાખવો કાં જે એમાં બહુ ભુડુ થાય છે ને દેશ કઇ કોઇના બાપનો નથી એતો મહરાજનાંયનગતાંસપથાઃ જેણે લેખ કરી આપ્યા છે તેમાં જોઇને તે પ્રમાણે વર્તવું તેથી અધીક સારૂ કરીને અરજીયુ પડે તો વધુ વધે અને લાજ જાય તીજાનુ ફાવે માટે ધર્મ વેગ નામ વેરો લાવીને ભજન કરવુ પણ હજારો રૂપીયા ખરચ ન મેળવવા કવલીને દોઇને કુતરીને પાવું એમાં શોમાલ એમ કરતાં જો રેવાય નહી તો પચાતીયા કરવા તે લેખ જોઇને તે પ્રમાંણે કરે ત્યારે કોકે પુછ્યું કે વધુ ઘટુ કરે તેને પાપ લાગે ત્યારે સ્વામી કે હા જો

આણીકોર વધુ કરે ત્યોય પાપ લાગે અને ઓલી કોરે વધુ કરે તોય પાપ લાગે તે કર્મવી પાકના ગ્રંથમાં કહ્યું છે જે પચ કરેને તે જો અવળી પંચાત કરે તો તેને રોગ થાય માટે એમ વીચારવુ ને કોઇ ગાંમ આમ રહ્યુ કે આમ રહ્યું તો સું ઝાઝા રૂપીયા હશે તો એ કાઇ રે એવા છે કાઇકાઇ કાંઇ એ જનારા એતો ચપળ માયા તે રહે નહી ઝાઝા ભેળા કરે સુખ રે નહી ને આ લોકજ કજીયારૂપજ છેતે થયા વગર રહે કેમ કોઇકને ઘરમાં બાપ દીકરાને મા દીકરીને સ્ત્રી પુરૂષને તેમ આપણો વેવાર છેને તે થાય વેવારવાળાને પણ જાણવુ જે સ્ત્રી સાથે વેવાર નકરવો નીકર ઝેર દેશે ને કોઈ રાજા કે બીજા સાથે વીવાદ નકરવો અને શીક્ષાપત્રીમા જે જે नविवादा स्त्री याकाया એ લખ્યુ છે માટે એ પણ જાણ્યું જોઇયે નીકર પછે દુંખ આવે તેમ નકરવુ એ આદીક ઘણી વાતો ઓલીકોરના સાધુ આગળ કરી સચીત ક્રીયા માન ને પારબધ એપણ જાણવાં તે નીયમ ધર્યું તે દીથી સચીત જે પુર્વે કર્યા પાપ બળી જાય ને ક્રીયમાન કરવું નહી ને પારબ્ધ ભોગવ્યું તેમાં મુઝાવું નહી ને તે જો પારબ્ધ ન ભોગવાવે તો દેહ છુટી જાય કેમ જે પારબ્ધે કરીને તો દેહ બંધાણો છે માટે ભગવાન તે શુળીનું કાંટે ઉગારે પછે સાધુ સર્વે તથા

હરીજનને કહ્યું જે અહોહો બહુ વાતો થાય છે આ પ્રમાણે રહે તો કાંઈજ દુઃખજ આવે નહી પછી સ્વામી કહે હું એકે ધારતો નથી આ કરી માંહેથી કેવાય છે ત્યારે સાધુ કે ભગવાન પ્રવેશ કરી બોલાવે છે તો કહે હા એમજ તેણુઓને એમ થાય છે તેમાંથી મોટા હરીજનનો મોટા સાધુનોને આ ચાર જનોને મહરાજનો પણ અવગુણ આવે તેમાંથી મોડાવેલો મરવા ટાણે સુધી પણ વીમુખ થઈ જાય માટે નજ કરવું ને આત્મનિષ્ટ થાવું તે માર્ગમાં દુઃખજ ન મળે તે ઉપર ગુજરાતમાં પાંણાનું કહ્યુ માટે એ માર્ગજ નીરવીઘ્ર છે તે પાર પડે છે ભગવાન ભજવામાં વીઘ્ર કરનારા તેની વીગતી એક તો લોક બીજાં સગાં બાયડી છોકરાં માબાપ રૂપીયા ને દેહ એ સર્વે છે તેતો બળીયો મુમુક્ષ હોય તે નગણે પણ આ ઈંદ્રીયુ અંતઃકરણ રૂપી માયા છે તેતો બહુજ કઠણ છે તેતો અનંત ભાતે કરીને ફેરવી નાંખે માટે તેને નમાનવી ને તેનો નીશેધ કરીને આત્મનિષ્ટ થાવુ ત્યારે સુખે ભજન કરવા દે છે નીકર તો વાસના રહી જાય તે શો વરશે હજાર વરશે બાયડી જોઈયે તે ઉપરથી સૌભરી આદીનાં દ્રષ્ટાંત દીધાં વાસના હોય તો ભગવાન તેડી જાય પણ એલાવત ખંડમાં મુકે છે તે ઉપર લવાણાનું કહ્યું કે મહરાજ તેડવા આવ્યા ત્યારે કહ્યું કહે

હમણાં તો મેકરકુકરૂ છે તે નહી આવું એમ થાય છે એ જાતજ એવી છે તેનો કોઇ પ્રકારે વીસવાસ કરશો નહી એ તો એ સ્થાનજ એવાં રહો તો રાજા રશોઇ કરૂ જમતા જાઓ જોગીરાજજી ખીર નીપજાવું કહ્યું એકમાં એણે એમ વીચાર્યું જે આવી ખીર ખવરાવું જે હજારો બાઇડીયો હૈયામાં ભરાઇ જાય એનો એવો ઠરાવ તે બોલ્યાને એમ જે આર કારણ ઉભો રહેજ એવો માટે એનું કાંઇ નમાંનવું એ વાતનો હતો હર પ્રકૃતિ સૂધી છે બદ્રીકાઆશ્રમમાંને સ્વેતદ્રીપમાં એ બે વાંનાં નહી બાકી વૈકુઠ ગોલોકમાં પણ કામ ક્રોધ છે એમ પણ કહેવાયને ન પણ કહેવાય અને ક્રોધે રાધીકાજી પડી ગયાં આપણા અંતર સામુ જુઓ તો પંચ વીષયનો સકલ્પ હશે તેતો જ્યારે મુકતાનંદ સ્વામી ગોપાળાનદ સ્વામી કીપાનંદ સ્વામી સ્વરૂપાનદ સ્વામો એ ચાર સાધુ ભેળા રાત્રો પલ્ય સુધી રહીયે ત્યારે સતસંગી થવાય અને જ્ઞાનના શબ્દ પાડવા શબ્દે કરીને તો દેહ બંધાય છે કાટબી એમ કહે એટલે બોલ્યું બકરૂ બોલે એમ થાય ને ગાયનો વાઘ કરી દે એવાં માણસો હોય ચાર ચોર શણુગારેલી ગાયડી તે લઇ લેવી તે બોલ્યા બ્રાહ્મણને કહે મે વાઘ દીઠો ત્યારે તે કહે ગાય છે પછી આગળ ચાલતાં બીજાએ તેમજ વાઘ દીઠો એમ કહ્યું પછી ત્રીજાએ પછી ચોથે પછી તે બ્રાહ્મણ સૌ વાઘ કહે છે એમ

જાંણી મુકી દીધી એમ આપણામાં કોક કહેશે જે તમારૂ આમ વાંકુ બોલે છે તે જ્યાં મહીનો એમ કહે ત્યાં ખરૂ મનાય માટે શબ્દ તો આકાશનો ભાગ છે તે આકાશમાં લીન થઇ જાય છે એમ જાણવું ને આત્મનિષ્ટ થાવું પછી તેને લાગેજ નહી એમ ડાહ્યા માણસને વીવેક જોઇયે આપણને કોક શનકાદીક જેવા કહે તો શું શનકાદીક જેવા થઇ ગયાને તે કોક લંબકરણ જેવા કહે તે શું થઇ ગયા એમાં શુ જીવનો સ્વભાવ તે ગમેતેમ કહે ત્યારે એજ મનાશે ત્યારે જોગીના લીંગનો ભંગ કેમ કહેવાશે માટે આ ત્રણ દેહથી નોખુ વર્તવું ને જીવમાં ભજન કરવું તેથી કારણ દેહ ગળે છે આતો કારખાંનાં પણ ઉભાં છે વેપાર બીજાં તીજાં બધાં પણ ઉભાં છે તે ગૌણપણે રાખવાં ને મુખ્યપણે તો જ્ઞાન રાખવું ને ભગવાન રાખવા બબે દુઃખ ખાવા નમળે ને માર પડે તેતો અમારા વારામાં હતુ ને હવે તો અવીદ્યા હતી તેતો નાશ થઇ ગઇ છે જે મારતા તે પગે લાગે છે ને કેટલાક કુળે સહીત નાશ થઈ ગયા હવે તો કઇ જગ્યા નથી એટલે સતસંગમાં અવીદ્યા આવી છે તે માંહી માંહી વેર કરે તેપણ ગરાશીયાની પેઠે કોઠારીને ભંડારી બે સાંથે વેર એ સાધુનો માર્ગ નહી સાધુનો માર્ગ તો ક્ષમા સીલાધેર્યં સલીન બોધન નીપુણા એ સર્વે છે આહુતી

ચીતીચા પલ્ય રહીતા નીસપરી અહા એ છે માટે મોક્ષને મારગે ચાલ્યા છીએ તે શ્રેયાસી બહુ વિઘ્નાની તે શો વાતુ સાચવીને ભગવાન ભજવા શીરાપુરી આય બનીરે વઠીયે આ વશ આ મતહી કેલઠા લઠીયે એમ નકરવું મોટા સાધુનો એ શીધાંત છે કે એક રેણી એમ રહેવું ધર્મ જ્ઞાન વૈરાગ્ય પણ क्षणेरुष्टा क्षणेतुष्टा तुष्टारुष्टाक्षणेक्षणे એમ ન કરવું જેઓ કોઇનુ પુરૂ થયું છે સૌને ચેલા બરાબર નથી આ લુગડાં બરાબર નથયાં ધાબળી ખાવું હવેલી ગાડી ઘોડુ એ કોઇએ પુરૂ નથયું ત્રણ લોકમાં કોઇને સવારના પોરમાં ભગવાન ભજવા કે કથા કરવી એ નમળે બીજુ સર્વે કરે રૂપીયા હવેલી ખાવુ મજુરી એમાં સવારમાં મડે છે અને આના જેમ ફીરગી કવાયત કરે છે એમ કરીયે છીએ કેટલાક કામ મરડીને આ કરીયે છીએ નીકર થાય એવુ કયા છે. જે ઘડી થઈ રહે તે ઘડી માણસ મરી પડે છે આતો વૃત્તી રોકીને કરીયે છીયે 'કરવાનુ તો એજ છે ને કરી કરીનેજ જીવ વૃદ્ધી પામતો જાય છે નીરમળ અંતઃસકરણે કરીને એજ કરવું જે જે વાત થાય છે તે સાધુથી આ સતસગ ઓરખાણો ભગવાન સાધુ ઓરખાણુ એજ મોક્ષને દ્વાર કહયો છે प्रसगमजरंपास એ શ્લોક બોલીને કહ્યુ દ્વારવીના ભીતમાં માથુ ભરાવું

જોઇયે જવાય નહી એવા સાધુ સાથે જીવ જોડવો જોગવીના ભેળાં નથવાય અને જોગ વાળો ભગવાનને અખંડધારે પણ જો આવો જોગ હોય તો ઠીક ન હોય ત્યારે સાંખ્યનુ કામ પડે છે પ્રકુત્તી પુરૂષ સુધી તેના રૂપને જાણી રાખે ત્યારે નીરવીઘન રેવાય તે ઉપર સાંખ્ય જોગનુ વચનામૃત વંચાવ્યું એ શીખી રાખવું ત્યારે કોકે પુછયું એ શબ્દ પડે છે પણ રેતુ કેમ નથી પછે સ્વામી કે અનંતકાળ થયાં ગોટા કર્યા કર્યા છે નાના હમણાં પણ ઘણુખરૂ પણ એજ થાય છે અને આતો એક આનો પા આનો કહ્યુ કર્યું છે ધીરે ધીરે બહુ શબ્દ થાશે શ્લોક सर्वत्र जंताव्यसनावगित्या : સર્વે જોવુ કે કોઇકને હાંણા નથી મળતા ને ભગંદર જલંદર કઠોદર એવા અનંત રોગ થાય છે વણુથલીના બળદનું મારવાડના ઉંટનું પીશોરીના ગધાડાનું એ સર્વે દુઃખ જોવાં ને ઢોરને ચાર મહીના ચંદ્રાયણ ઉનાળામાં થાય છે એવાં એવાં જન્મ મરણ ગર્ભવાસ ચોરાશી જમપુરી હજારો દુઃખ છે તે જન્મ મ્રત્યુ જરા વ્યાધી દુઃખ દોસાનું દરશને એમ જોઇને વીચારો હમણાં સારૂ દેહ છે માટે થોડામાં કામ કાઢી લેવું સાખ્યવાળા રાંમદાસજી પોતે સુખીયા રહેતા ને આગલાને સુખીયા વાતે કરીને રાખતા ને બીજા તો લોકમાં જેમ

માંહોમાંહી વઢે છે એમ આંહી માંહોમાંહી કજીયો કરે છે તે પોતે લઘુશંકા જેવા જેમ કુતરાને હાક કરીને કાઢી મુકીએ એમજ ગામમાંથી કાઢી મુકીએ એવા હોય પણ એમ કરે તે માટે એમ ન કરવું નીકર ભુડુ થઇ જાશે વળી કથામાં શભા ટાંણે રેતા નથી અને બબે આશન રાખે છે તે શું જાંણુ।। હશે આવા કેનારા નહી રહે તે ગોપાળાનંદ સ્વામી હોતા ત્યારે પણ એની મંડળીમાં સાધુ પણ કોઇ ન રહેતા ને બીજા બેઠા હોય એમ છે તે જયાં સુધી ત્રણ પેડી હોય ત્યાં સુધી ખરેખરે રહે થઇ રહ્યું હવે ત્રણ થઇ ત્યાં તો માણુસ મડી પડયું છે પણ સાધુના રાખત્રો એમ નકરવું મોટા સાધુ છે ત્યાંસુધી તો ઠીક છે ને પછે તો ગ્રહસ્થને બાયડી છોકરાં રાખે ને ત્યાગી ખાવું દેહ ચેલા એ ત્રણને બેની તો ગરજજ નથી એમાં શું તુલશી સો નર ચતુર રહે રામ ચરણ લેલીન પરધન પરમ નહુરનકુ વેશ્યાનો દી પ્રવીન હવે ભગવાનની મુરતી આજ્ઞાને એકાંતીક સાધુ એમાં છે સંસારમાં સરશો રહે મન મેરે પાસ સંસારને સોપે નહી જાણુ મારો દાસ એ ખોટું છે. એ તો બેજણુ એક ઘોડે નબેસાય ચીતકી વતીએ કહે ભાવે ત્યાં લગાવો ચાયતો હરીકી ભકતી કરો ચાય તો વીષય કમાઓ એ બે વાત ન બને જે લોટ ખાવો ને ભસવું એમ છે બોલ્યા

કોઠી વાગુ નકરવું જે આશે તાલો બગડતો ને ઉશે તાલો બગડતો એમ નહી બોલ્યું તો બગડેલુજ છે મંદીરમાં મોટા સાધુ પાસે શાંત્તી રહે ને ઘરે પણ એમ સૌને છે પણ ઉનાળામાં ટાઢ હોય કે ચોમાસામાં હોય હવે આપણુ સૌ ભેળા થયા છીએ તે મનમાં એમ છેજે કસળ ટાળીને ભગવાનના ચર્ણારવીંદમાં જાવુ છે તે જેવો વેપારમાં વાટીમાં ખેતીમાં આગ્રહ છે તેવો કરશુ તારે જવાશે અને ખેતીવાડીમાં તો બંધન થાય એમાં તો કાંઇ માલ નથી માટે શું ન કરવું કરવું પણ દેહનો વેવાર ચાલે એટલુ કરવું પોર શતે ડોઢ પોરે અડધી પાછલી ઉઠીને જ્યારે વીચાર શુને ભગવાન ભજશું ત્યારે સાધુ થવાશે પછી ભગવાન પાશે જવાશે વાળા વાળો ભણુવા વાળો ને રોગ વાળો જેમ જાગે છે તેમ જાગવું નિશ્ચે છે પણ જો રૂષભ દેવ નરકમાં પડયા રહ્યા એવાં એવાં ચરીત્ર કરે તો સંસય નથાય ઉધવની પેઠે ત્યારે ઠીક તે તો कामादिर्वीनाय सात्वताक्षाणिवासनाः તે માટે સાત્વક શેવવા જેજે વાત જ્ઞાને કરીને થાય તે ઠીક ગીતામાં જ્ઞાનીનેજ આત્મા કહયો છે. મોટાનો વાદ લઇને કોઈ કાંઇ કરશોમાં રહે તેમ કરજો જેમ અગ્ની જળે ઓલવાય વીજળીનો અગ્ની વડવાનળનો અગ્ની જળમાં રહયો થકો નઓલવાય

ને ક્રીપાનંદ સ્વામીયે વાત કરી જે જળકુકડી પાંણીમાં રહે પણ પાંખ ન ભીજાય ને બીજા જનાવરને પાંણી પાખમાં ભરાઇ જાય પણ ઉડીશકે નહી ને જળકા તરણી માંછલુ જાળમાં આવે નહીં શાંમુ બીજાને જાળ કાપી કાઢતું જાય એમ ક્રીપાનંદ સ્વામી જેવાને થાય અહો એક સમરથ થકી જરણા કરવી એ બહુ મોટી વાત છે કેમ જે કાંઇ નહોયને કે તે ઠીક પણ સર્વે વાત હોય ને કે સત મને કાંઇ આવડતુ નથી એતો ભગવાનને એના સાધુથીંજ જરણા થાય બીજે નથાય માટે આપણને કંઇ નથી આવડતુ એમ કહે પણ શું ને સર્વે વાત તમમાંજ છે એમ એમ કહે તોપણ શું એમ કહે જાતું નહી રહે ને એમ કહે આવી નહી જાય મરને થોડુ કરવું પણ હુસાહુશ નકરવી ઝાઝુ કરને જ્ઞાનપણ જ્યારે આવવા માડે ત્યારે ત્રણ ટાંણાંનો મહીનો ધારણાં પારણાં કરે એ વાતમાં માલ નહી બારેમાસ એમને એમ એકજ ટંક જમવું નીકર એક કોળાયો ઓછો જમવો એતો સત્વગુણી તપ છે એક મહીનો ઓલ્યુ કર્યું ને પછી તો ધરાઇ રહ્યા પછી આઠ કોળીયા વધુ ભરવા એ તમોગુણી તપ છે માટ आतिसर्वत्र वर्जितम्ः અતી ઉંઘવું નહી અતી ખાવું નહી અતી ભકતી કરવી નહી સર્વે સાધારણ જ્ઞાને કરીને કરવું

તો આગ્નુ માને છે એક જણુ લોહી કાઢતોતો તેને પણકહેતા જે ઘાડા સારૂ કાઢે છે એમ મહરાજ વઢતા માટે હુહાટો મહરાજને નથી ગમતો એ એકને બીજી એ જે સારા સાથે જીવ બાંધવો કેમકે કેનારા કઇ નમળે ત્યારે સુખીયુ રેવાય પોતાની ખોટ જેને સુઝતી હોય તેને કેવું જે હુમાં જેજે વાતની ખોટ હોય તે મુને દયા કરીને કેજો એક રોજ કેવું કાં આઠદીયે પંદર દીયે કાં એક મહીને જરૂર કામ ભોગ થાય તે ઉપરનાં માનું વચનામૃત કહ્યું જે મહીને મહીને નચુકવે તો ભેગુ થઇ જાય આ ભગવાનને ગમે છે તે ગમતું તમને કહ્યું.



# શ્રીજી મહરાજની ઉત્પત્તિ વિષે

## રાગ ગરબી.

પુર્વે દેશમાંરે હરીયે પ્રગટ ધર્યાં અવતાર
છપૈયા ગામમાંરે બ્રાહ્મ સરવરીયાની જાત

ભકતી ધર્મનેરે પુર્વે આપ્યું હતુ વરદાન
અજનવા આવીયારે તેમના પુત્ર થઈ નિદાન

ધન્ય એ નક્ષત્રનેરે ધન્ય એ નિર્મળ ચૈત્ર માસ
ધન્ય સુદ નુમનેરે જગમાં વરતાવ્યો હુલ્લાસ

પીતાએ પાડીયુરે મોટું હરીકૃષ્ણજી નામ
વરસ પંચનારે થયા ત્યાં સુદર શ્રીઘનશ્યામ

મહુરત જનોઈનુંરે કીધો ઉપવિતનો આચ ર
ત્યાંથી ચાલીયારે તેનો કોઈ ન પામે પાર

તિર્થ બહુ કર્યાંરે લીધો બ્રહ્મચારીનો વેષ
શ્રીનિલકંઠજીરે આપે નિજજનને ઉપદેશ

પ્રભુજી ચાલીયારે કીધો પશ્ચિમ ધરા વિશ્રામ
રામાનદજીએ ધરાવ્યું સહજાનંદજી નામ

માનંત થાપીઆરે કરવા સેવકનાં કલ્યાણ
ધર્મ ચલાવિયોરે સ્વામી નારાયણ નિરવાણ

સંત દયાનિધીરે સિદ્ધ યોગ સમાધી ધીર
ત્રીયા ધનનારે ત્યાગી નિરમાની ગભીર

ધામ બનાવીયાંરે જેની કીમત કોટી અપાર
જગન આરંભીયારે કરતા સહેજે વારવાર
પરચો જાણીઓરે એતો અવિનાશનું કામ
બીજે ના બનેરે જુઠી કેમ કરી પહોંચે માંમ

ઉદ્ધવિ સંપ્રદારે કીધા જીવ દયાને કાજ
આપે લાવીયારે સાથે અક્ષર મુકત સમાજ

અવધ પ્રસાદનેરે સોપ્યું ઔત્ર દેશનું રાજ
અહુમદપુરનીરે ગાદી સુપી શ્રી મહારાજ

વનપુર ગામમારે પોંન્ડે બેસાડયા રઘુવીર
દક્ષીણ દેશનારે રાજા ધર્મધુરધર ધીર

તમારો આશરોરે મારે ધર્મ કુળની આશ
લજ્જા રાખજોરે નિરંતર રહેજો મારી પાસ

હુતો તમો વિનારે બીજા કોઇ નજાણું દેવ
રણછોડ દાસનેરે આપો ચરણ કમળની સેવ

શ્રીજી શરણથીરે મારાં સર્વે સરીયાં કાજ
ધારણા નાથનીરે શીશ્વર રાજવકા મહરાજ

# માણુકી ઘોડી વીષે ગીત.

મહા મણુકી અલોકીક માતી ત્રીલોકી બ્રહ્માંડ તોળે ખગેશાં
ત્રિલોકી લાજે તીલોકી ખ'ભીર
જતી નાથ પતીનીકો પ્રમુ કીરકિત જાણે ગતી મનવેગી
અતિ અધુધુ ગ'ભીર
માપથી આકાશ કેના જમી કુ ન પાવ માંડે ધજાબ'ધી
એહ દેતી મચાડે ધુરૂણુ
ફુરરકે શણુાટ નાક અસ્રરકાં રદય ફાટે
ખાંડા જગી ખાર માહી ભજાડે બખાણુ
ભૂમા કાં નમાંડે કાંધ વભાડે શત્રુ આંભેડા
અખાડે પવાડ હાકાં બજોડે અરૂર
ઠીઠ બાજી છદ સહેજાનંદરી બડાંગ ઠાવી
ગરંદા કુ તપે એ'ડીના પુગે ગરૂડ રણુ'ગોડ કેના થકી

---

## સહજાનંદ પ્રાર્થના

## રાગ ગરબી.

મારા સાચા સ્નેહીરે સહજાનદ બાપલીયા
મારે ભારે ભરૂસોરે જપુ તારા જાપલીયા ૧
અ'ત વેળે તો અળગોરે સગાં સહુ સ્વારથીયાં

આજ હરીજન વાલારે પુરા પરમારથીયાં ૨
આવી અંત સમામાંરે ઉગારો તો ઉગરીયે
નાથ મારી તો લજ્યારે જનારી નથી જરીયે ૩
આરા ધર્મધુરંધરરે અનાથના નાથ અરે
પ્રભુ પતિત પાવનરે નોધારા આધાર હરે ૪
ગુરૂ ગરીબ નિવજારે પ્રભુ મારા પ્રાણપતી
અરે અંતરજામીરે સુધારી દોજી વામતી ૫

---

# રૂષિરાજનાં પદો.

## મુકતના આનંદ વિષે

### રાગ ગરબી

ભલે શુકન થાઓ સારા આનંદ છેરે
મળો લાકડાનાભારા આનંદ છેરે લોલ : ૧
ભલે નવગૃહ રૂઠો આનંદ ભલે દુધ મેહેતુઠો આનંદ ૨
હાલ મરણથી નબીહુવું આનંદ ભલે કોડય જીવું આનંદ ૩
ભલે પુષ્પ લેઇ પુજો આનંદ ભલે ધુર નાખી ધુણો આનંદ ૪
ગણો ગુહત મલકે ગાંડો આનંદ ભલેભાવે એમ ભાંડોઆનંદ ૫
બણે રોપુવો કે રેઠી આનંદ ભલે પરખો પાખંડી આનંદ ૬
રૂષિરાજના રૂદયે આનંદ વ્યાપી રહયોછે સદાયે આનંદ ૭

પદ ૨

કોઇનો ખુટચ્યો ન ખુટે આનદ છેરે લોલ
ચોર હાકમ નવ લુટે આનદ ૧
ભલે મળો હાથ હોદો આનદ
ભલે બદીખાને બાંધો આનંદ ૨
ભલે રહુ સદા ભોગી આનદ
ભલે રોજ રહુ .રોગી આનદ ૩
ભલે મળો લુખી ભાજી આનદ
ભલે રસોયો તાજી આનદ ૪
ભલે થીર મન થાપો આનદ
ભલે અપમાન આપો આનદ ૫
વેમ બળી થયાં વાની આનદ
ધ્રગ કાળજુ છેદયાતી આનદ ૬
કૃપીરાજ રામ રીઝે આનંદ
હવે કામ એજ કીજે આનંદ છેરે લોલ ૭

પદ ૩

આતે સાચુ કે સ્વપન આશુ થયુરે લોલ
જગત ભલે છખેલુ તે કયાં ગળુરે લોલ ૧
માયા મરેલીશી ભાળુ આતે શુ થયુરે લોલ
કામ કળજુગનુ કાળુ તે કયા ગયુરે લોલ ૨

આખુ જગત લાગે અવલુ આશુ થયુરે લોલ
સગા કામ કરે અવળુ તે કયાં ગયુ ૩
સુખદુંખ થયુ સરખુ આશું થયુરે લોલ
નેણું લોક નિરખુ તે કયાં ગયુરે લોલ ૪
ડાહયુ લાગે છે દિવાનુ આ શું થયુરે લોલ
પાપ પૂન્ય તણુ પાનુ તે કયાં ગયુરેલોલ ૫
જમણુ લાગે છે વેઠ જેવુ આશુ થયુરેલોલ
નરક ચોરાશીનુ દેવુ તે કયાં ગયુરે લોલ ૬
રૂપિરાજ રામ રાજી આશુ થયુરે લોલ
મન મેવા શીરાજી તે કયાં ગયુરે લોલ ૭

પદ ૪

હવે કૃષ્ણ જાય કાશી ચીતા ટળીરે લોલે
મળ્યા વૈકુઠવાશી વેળા વળીરે લોલ ૧
શીદ વાત રાખુ છાની ચિંતા ટળીરે લોલ
મને વાત લીધી માની વેળા વળીરે લોલ ૨
કેરૂ કારમી ચઢી છે ચીંતા ટળીરે લોલ
ગાડ આ પ્રેમની પડી છે વેળા વળીરે લોલ ૩
અસલે વાત ઓળખાણી ચીતા ટળીરે લોલ
કીયા જન્મની કમાણી વેળા વળીરે લોલ ૪
ખલક સરજનાર ખોળ્યા ચીંતા ટળીરે લોલ

હરખનો સમુદ્ર છોળ્યો વેળા વળીરે લોલ ૫
જગત તરણાશું જાંણું ચીંતા ટળીરે લોલ
મોક્ષ જીવતાં હુ માણુ વેળા વળીરે લોલ ૬
રૂષિરાજ રામ રાજી ચીંતા ટળીરે લોલ
હરીજન બળે દાઝી વેળા વળીરે લોલ ૭

---

## રાગ ગીત.

અશાડ માશ આવીયો હલી બાહ્યાં અતી
પ્રસંત બુંદ ચોગણી નદી નવાણુ છલાતી
ઝબકે બીજલી ધનંખ ધન એ ઇન્દ્ર બાધરે
બપૈયા મોર દાદુરંગ કોકીલા નાદ ઉચરે
મધુ જંગોર ઠોરઠોર મુખમુખ હી કરે
સ્નેહી સહજાનંદ અમો ગરીન એક બીસરે
એણી રતે પધારીએ દયાળુ ધર્મનંદન
રછાની હુશ પુરવા કૃપાળુ જુકત વંદનંમ

## મધુભા છંદ.

શ્રાવણ માસ આવીયો સાર
જરમરે મેઘ ધરતી મોજાર
ધમકત આભ સારગ ઘોર
મહંકત બાગ ટહુકત મોર
ગાજનંત મેઘ ધ્રુજંન્ત ગેગુ
જમકન્ત બીજ બરસ્યણ જેગુ
ધર્મનંદ રત એણી સધાર
રણછોડ હુંસ પુરણ કૃતાર

## ત્રોટક છંદ

આવ્યો માસ ભાદુ ચઢયા દુષ અનંગ
લીલીવાડ લીઓ હુવા રંગ વનંગ
વહે વાદળાં રંગ પચરગ વળાં
પીળાં ઉજળાં રંગ રાતાં રૂપાળાં
જગે દામિની ખુણ ઈસાણ જો રગ
બજે કાટકા ઈન્દ્રકા બજ ગોરંગ
જુગતે જમે મેઘ લાડુ જગત
રમા કથ વળ જયો તુહી એજ રત્તં
હવે દાસ રણછોડ રીપુ રહો સગ
દયાળુ સહજાનદ ટાળોની દોષગ

## વરતાલના મંદીરની રચના વિષે લાવણી

સહજાનદજી ધામ બનાયે શ્રીવડતાલમાં સુખકારી
અખીલ લોકકે અંતરજામી શોભા બીનાઈ અતીભારી
રૂપચોકી ઉપર ઘુમટ બિરાજે અસમાની શીખખર છાજે
આસપાસ હે બોન લગવા નીરખી બીસકર્મા લાજે
બાવન શિગંલા કલસ બિરાજે જરકવી ધજ ફરકે
નિકેસરન બાહેર દુનિયા નીરખી ધાવત અનંત તે પ્રભુપરરે
ખુબ બની શિખખરકી શોભા ગગન બિરાજત સુખદાસ
ઘુમટમાં સબ રંગ બિનાયા શુરમુની રહે સબ લલચાય
તીન સીગાસણુ જડિત નગમણી
ચલકત અતિ કાંન્તી ભારી
ચકિત ભયે રવી મંડલ નીરખી કોટી સુર્યને બલીહારી
એશો ધામ કીયો પ્રભુ પોતે ગુરજર ધરમેં શ્રીસ્વામી
અનત જીવ ઉદ્ધાર કરનકુ પ્રગટ ભયે અંતરજામી
દાસ જાની મોય દોષ નિવારો કરો કરૂણા અતીમદમાતી
હરગોવનપર મહેર કરીદો વાંન્છીત સુખ સારંગપ્રાણી



# સ્તુતિ પાઠ રાગ છંદ

નમો ધર્મ કે નંદ આનંદ ધામ
હરે નીલ કંઠ તુહી ઘનશામ
તુહી હે દયાળ તુહી હે કૃપાળ
મહા કાળ કાળ તુહી હે કરાળ
તુહી ઇશ્વર વીશ્વર હે અપાર
તુહી નીરગુન શીર ગુનંહે અકાર
તુહી નાથ શાકાર આકાર સ્વામી
તુહી કૃમકો મૃયકો અત્ર જામી
તુહી બુદ્ધી કે દાયકે જન ત્રાતા
તુહી ભકત સાધન આધીન જહાના
તુહી દોણુવા આશુરો ગૃહ દંડ
તુહી હે બ્રહ્મડં તુહી હે અખડ
તુહી પચભુતે તુહી અબધુનં
તોરો પારશે તેના પાંમે અનત
માહા વીશ્નુ વૈરાટકો તુ વીધાતા
તુહી જપકો તપકો ફળ દાતા
તુહી જોગકો ભોગા દાતા મોરારી
તુહી ચક્રધારી ગદા કો ગુજારી

તુહી સ્વામી નારાયણ દ્રીજરાજ
તોરો રૂપ દેખી કોટી કામ લાજે
મહાકાશ માહાકાસ કો જગને ચીંતા
તુહી કૈ વલ મૃમકા હે નીયંતા
શુના કે નીવાજી પ્રભુ શાહ્ય કીજે
મીજકુન જગશ્રી સબે સુખ દીજે
સભારૂ રૂદેમાં ઘણીવાર જગહી
સદા સાહાય કીજે ધણી આવી તાંહી
કરત હે રણછોડ દોનુ હાથ જોડી
મીલત હનત તાપ સતાપ મોડી

---

## ગઢડાનું પ્રથમ વચનામૃતો

સવત ૧૮૭૬ ના માગસર સુદી ૪ ચતુર્થીને દીવસે શીજીમહરાજ શ્રી ગઢડા મધે દાદાખાચરના દરબારમાં સાધુની જાયગાને વીશે રાત્રીને સમે પધાર્યા હતા અને સર્વ સ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં ને પોતાના મુખારવિંદની આગળ સાધુ તથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહરાજે પ્રશ્ન પુછયુ કે સર્વે સાધન માં કીયુ સાધન કઠણ છે ત્યારે સર્વે બ્રહ્મચારી સાધુ તથા ગ્રહસ્થ તેમણે પોતાની સમજણ પ્રમાણે ઉતર કર્યો પણ

થયો નહી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે હયો અમે ઉત્તર કરીયે જે ભગવાનના સ્વરૂમાં મનની અખડ વ્રતી રાખવી તેથી કોઈ સાધન કઠણ નથી અને જે મનુષ્યના મનની વ્રત્તી ભગવાનના સ્વરૂપમાં અખંડ રહેછે તેને તેથી બીજી અધીક પ્રાપ્તી શાસ્રમાં કહી નથી કાંજે ભગવાનની મુર્તિ છે તેતો ચિમણી તુલ્ય છે જેમ ચિતામણી કોઇક પુરૂષના હાથમાં હોય તે પુરૂષ જેજે પદારથને ચિતવે તેતે પ્રાપ્ત થાય છે તેમ ભગવાનની મુર્તિને વીશે જેના મનની અખડ વ્રત્તિ રહેછે તેતો જીવ ઇશ્વર માયાને બ્રહ્મ એમના સ્વરૂપને જે જોવાને ઇછે તો તતકાલ દેખે છે તથા વૈકુઠ ગોલોક બ્રહ્મ મોહોલ એ આદીક જેજે ભગવાનનાં ધામ છે તેને પણ દેખે છે માટે ભગવાનના સ્વરૂપમાં અખડ વ્રત્તિ રાખવી તેથી કોઇ કઠણ સાધન પણ નથી ને તેથી કોઇ મોટી પ્રાપ્તી પણ નથી તાર પછે હરીભકત શેઠ ગોવરધન ભાઇયે શ્રીજીમહારાજ પ્રત્યે પ્રશ્ન પુછ્યુ જે જેને ભગવાનની માયા કે છે તેનું રૂપ શુ છે પછે શ્રીમહારાજ બોલ્યા જે ભગવાનનો ભકત હોય તેને ભગવાનની મુર્તિનુ ધ્યાન કરતે જે પદાર્થ આડુ આવીને આવંણુ કરે તેને માયા કહીયે પછે મુકતાનંદ સ્વામીયે પ્રશ્ન પૂછયુ જે ભગવાનનો ભકત જ્યારે પંચભુતના દેહને મુકીને ભગવાનના ધામમાં

જાય છે ત્યારે તે કેવા દેહને પામે છે ત્યારે શ્રીજીમહારાજ બોલ્યા જે ધર્મકુલ ને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત છેતે ભગવાનની ઈછાયે કરીને બ્રહ્મમય દેહને પાંમે છે અને જયારેદેહને મુકીને ભગવાનનાધામ પ્રતે જાય છે ત્યારેકોઇકતો ગરૂડ ઉપર બેશીને જાયછેને કોઈકતો રથ ઉપર બેશીને જાય છે ને કોઈકતો વીમાન ઉપર બેશીને જાયછે એવી રીતે ભગવાનના ભક્ત ભગવાનના ધામમાં જાયછે તેનેયોગસમાધી વાલાછેતે પ્રત્યક્ષ દેખેછે પછે હરીભક્ત ઠક્કર હરજીયે શ્રીજી મહરાજને પુછ્યુ જેકે ટલાક તો ઘણા દીવસથી સતસંગ કરેછે તો પણ તેને જેવી પોતાના દેહને દેહના સબંધીને વીશે ગાઢ પ્રીતી છે તેવી સતસંગમાં ગાઢ પ્રીતી નથી થાતી તેનુ શુ કારણ છે પછે શ્રીજીમહારાજ બોલ્યા જે એને ભગવાનનુ મહાત્યમ સંપુરણ જાંણ્યામાં આવ્યું નથી અને જે સાધુને સંગે કરીને ભગવાનનું મહાત્યમ પરીપુર્ણ જાંણ્યામાં આવે છે તે સાધુ જયારે પોતાના સ્વભાવ ઉપર વાત કરે છે ત્યારે તે સ્વભાવને મુકી શકતો નથી ને તે વાતના કરનારા જે સાધૂ તેનો અવગુણ લે છે તે પાપે કરીને સતસંગમાં ગાઢ પ્રીતી થાતી નથી કાંજે અન્ય સ્થલને વીશે જે પાપ કર્યાં હોય તે સતને સંગે કરીને જાય અને સંતને વીશે જે પાપ કરે છે તે પાપ તો એક

સંતના અનુગ્રહ વીના બીજા કોઇ સાધને કરીને ટલતાંનથી તે શાસ્ત્રમાં કહ્યું છે જે અન્યક્ષેત્રકૃત પાપ તીર્થ ક્ષેત્રે વિનસ્યતિ તીર્થક્ષેત્ર કૃતં પાપં વજ્રલેપો ભવીસતી તે માટે સતનો અવગુણ જો નલેતો એને સતસગમાં દ્રઢ પ્રીતી થાય ઇતી વચનામૃતમ.

સંવત ૧૮૭૬ ના માગસર સૂદી પંચમીને દીવસે શ્રીજીમહરાજ શ્રીગઢડા મધે દાદાખાચરના દરબારમાં રાત્રીને સમે વીરાજમાન હતા અને સર્વે સ્વેત વસ્ત્ર પેર્યાં હતાં ને પોતાના મુખારવીદની આગળ સાધુ તથા દેશદેશના હરી ભક્તની સભા ભરાઇને બેઠી હતી પછે મયારામ ભટે શ્રીજી મહરાજ પ્રત્યે પ્રશ્ન પુછયો જે હે મહરાજ ઉત્યમ મધ્મને કનીષ્ટ એ ત્રણ પ્રકારનો જે વેરાગ્ય તેનાં શાં લક્ષણ છે તે કહો ત્યારે શ્રીજીમહરાજ બોલ્યા જે ઉત્તમ વૈરાગ્ય જેને હોય તે પરમેશ્વરની આજ્ઞાએ કરીને અથવા પોતાના પ્રારબ્ધ કર્મ વશે કરીને વ્યવહારમાં રહે પણ તોય વ્યવહારમાં જનક રાજાની પેઠે લોપાય નહીં અને શબ્દ સ્પર્સ રૂપરસ ને ગધએ પચપ્રકારનાજે ઉત્તમ વીષય તે પોતાના પ્રારબ્ધ અનુસારે પ્રાપ્ત થાય તેને ભોગવે પણ પ્રીતીએ રહીત ઉદાસ થકો ભોગવે અને તે વીષયને વીશે નીરતર દોષને દેખતો રહે અને વીષયને શત્રુ જેવા જાણે અને સંત સત શાસ્ત્રને

ભગવાનની શેવા તેને નીરંતર સંગરાખે અને દેશકાલ સંગ આદીક જો કઠણ આવીપડે તોપણ એનાં જે એવી સમજણ તે મોલી પડે નહી તેને ઉત્તમ વૈરાગ્યવાળો કહીયે અને જેને મધ્યમ વૈરાગ્ય હોય તે પણ ઉત્તમ એવા જે પચ પ્રકારના વીષય તેને ભોગવે પણ તેમાં આશકત ન થાય ને જો દેશકાલ સંગ કઠણ પ્રાપ્ત થાય તો વીષયને વીશે બધાઇ જાય ને વૈરાગ્ય મંદ પડી જાય તેને મધ્યમ વૈરાગ્યવાળો કહીયે અને જે કનીષ્ટ વૈરાગ્યવાળો હોય તેને સામાન્યને દોશે જુકત એવા જે પંચ વીષય જો પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં ન બધાયને જો સારા પચવીષય પ્રાપ્ત થાય ને તેને ભોગવે તો તેમાં બધાઇ જાય તેને મદ વૈરાગ્યવાળો કહીયે ઇતી વચનામૃતઃ

સંવત ૧૮૭૬ ના માગસર સુદી ૬ છઠયને દીવસ શ્રીજીમહારાજ શ્રીગઢડા મધે દાદાખાચરના દરબારમાં રાત્રીને સમે બીરાજમાન હતાઅને સર્વે સ્વેતવસ્ર ધારણ કર્યા હતાં અને પોતાના મુખારવીંદની આગલ્ય મુની તથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહરાજ બોલ્યા જે જેને ભગવાનની મુર્તિ અંતરમાં અખડ દેખાતી હોય તેને પણ ભગવાને જેજે અવતારે કરીને જેજે સ્થાનકને વીશે જેજે લીલા કરી હોય તે સભારી રાખવી

ને બ્રહ્મચારી તથા સાધુ તથા સતસંગી તેને સાથે હેત રાખવું ને એ સર્વેને સંભારી રાખવા તે શાસારૂ જે કદાપી દેહ મુકયા સમે ભગવાનની મુર્તિ ને ભુલી જવાય તોપણ ભગવાને જેજે સ્થાનકને વીશે લીલા કરી હોય તેજો સાંભરી આવેઅથવા સતસંગી સાંભરીઆવે અથવા બ્રહ્મચારીને સાધુ સાંભરી આવેતો તેને જોગે કરીને ભગવાનની મુર્તિ પણ સાંભરી આવે ને તે જીવ મોટી પદવીને પામે ને તેનુ ઘણુ રૂડુ થાય તે માટે અમે મોટા મોટા વિષ્ણુયાગ કરીયે છીયે તથા જનમાષ્ટમીને એકાદશી આદીક વ્રતના વરસો વર્ષ ઉછ્વ કરીયે છીયે ને જો કોઇક પાપી જીવ હોયને તેને પણ જો એમની અંતકાળે સ્મૃતી થઇ આવે તો તેને ભગવાનના ધામની પ્રાપ્તી થાય ઇતી વચનામૃતમ.

સંવત ૧૮૭૬ ના માગશર સુદી ૭ સતમીને દીવસ શ્રીજીમહારાજ શ્રીગઢડા મધે દાદાખાચરના દરબારમાં વીરાજ માન હતા અને સર્વ સ્વેત વસ્ત્ર ધારણ કરયાં હતાં અને પોતાના મુરખારવીંદની આગળ સાધુ તથા દેશદેશના હરી ભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે ભગવાનના ભકતને પરસ્પર ઈર્ષા ન કરવી ત્યારે આનંદાનંદ સ્વામી બોલ્યા જે હેમહારાજ ઇર્ષા તો રહે છે ત્યારેશ્રીજી મહરાજ બોલ્યા જે ઇર્ષા કરવી તો નારદજીના

જેવી કરવી જેમ એક સમયને વીશે નારદજીને તુબરૂ એ બે વૈકુંઠને વીશે લક્ષ્મીનારાયણનાં દરશન કરવા ગયા તે લક્ષ્મીનારાયણ આગલ તુબરૂએ ગાન કર્યું તેણે કરીને લક્ષ્મીજી તથા નારાયણ એબે પ્રસ્ન થઇને તુબરૂને પોતાનાં આભુષણ આપ્યાં તારે નારદજીને તુબરૂ ઉપર ઇર્ષા આવી જે હુ તુબરૂના જેવી ગાંન વીદ્યા શીખુને ભગવાંનને પ્રસન કરૂ પછે નારદજી ગાંન વીદ્યા શીખતા હવા ને ભગવાન આગલ ગાતા હવા તારે ભગવાને કહ્યું જે તમને તુબરૂના જેવું ગાતાં નથી આવડતુ પછે વળી શીવ ઉપર તપ કરીને શીવ થકી વર પામીને ગાન વધા શીખીને ભગવાન આગળ ગાવતા હવા તોપણ ભગવાંન એની ગાંન વીદ્યા ઉપર પ્રશન નથયા એવી રીતે સાત મન્વંતર સૂધી ગાંન વીદ્યા શીખ્યા ને ભગવાન આગલ ગાયાં તો પણ ભગવાન પ્રશન નથયા પછે તુબરૂ પાસે ગાંનવીદ્યા શીખ્યા ને શ્રીકૃષ્ન ભગવાંન આગલ્ય દ્વારીકાંમાં ગાવતા હવા ત્યારે શ્રીકૃષ્ન ભગવાન પ્રશન થયાને પોતાનાં વસ્ત્ર અલંકાર નારદજીને આપ્યાં તારે નારદજીયે તુબરૂ સાથે ઈર્ષા મેલ્લી માટે ઈરશા કરવી તો એવી કરવી જે જેની ઉપર ઇરશા હોય તેના જેવા ગુણનું ગ્રહણ કરવા અને પોતાના અવગુણને ત્યાગ કરવાને તેવુ નથવાયને જો ઇરશા કરીને ભગવાનના

ભકતનો દ્રોહ થાય તેવી ઇરશાનો તો ભગવાનના ભકતને સર્વ પ્રકારે ત્યાગ કરવો ઇતી વચનામૃત

સંવત ૧૮૭૬ ના માગસર સુદ્રી ૮ અષ્ટમીને દીવસ શ્રીજી મહરાજ શ્રી ગઢડા મધે દાદાખાચરના દરબારમાં બિરાજમાન હતા અને સર્વે સ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં અને પોતાના મુખારવીદની આગલ પરમહંશતથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહરાજ બોલ્યા જે રાધીકાએ સહીત એવા જે શ્રીકૃષ્ન ભગવાન તેનુ ધ્યાન કરવુંનેતે ધ્યાન કરતે મુરતીરદયનેવીશે નદેખાય તોપણ ધ્યાન કરવું પણ કાયર થઇને તે ધ્યાંન ને મુકી દેવુ નહી એવી રીતના જે આગ્રહવાલા છે તેની ઉપર ભગવાનની મોટી કૃપા થાય છે અને એનીભકતીયે કરીને ભગવાન એને વશ થઇ જાય છે ઇતી વચનામૃત

સવત ૧૮૭૬ માગશર સુદી ૯ નવમી દીવસ શ્રીજી મહરાજ શ્રી ગઢડા મધે દાદાખાચના દરબારમાં વીરાજમાન હતા અને સર્વ સ્વેત વસ્ત્ર ધારણ કરયાં હતા અને પોતાના મુખારવીદની આગળ મુની તથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજી મહરાજ બોલ્યા જે આ સતશંગમાં જે વીવેકી છે તેતો દીવશે દીવશે પોતાને વીશે અવગુણને દેખે છે ને ભગવાનને ભગવાનના ભકતને

વીશે ગુણુને દેખે છે ને ભગવાનને સાધુ પોતાના હીતને અર્થે કઠણુ વચન કહે છે તેને પોતાનાં હીતકારી માને છે ને દુખ નથી લગાડતો તે તો દીવશેદીવશે સતસંગને વીશે મોટપને પામે છે અનેજે અવીવેકી છે તેતો જેમજેમ સતસંગ કરે છે ને સતસગની વાત સાંભલે છે તેમ તેમ પોતાને વીશે ગુણુને પરઠે છે અને ભગવાનને સંત એનો દોશ દેખાડીને એની આગલ્ય વાત કરે છે તે વાતને માને કરીને અવળી લે છે તે વાતના કરનારાનો અવગુણ લેછે તેતો દીવશેદીવશે ઘટતો જાય છે ને સતસગમાં પ્રીતીષ્ટા હીન થઇ જાય છે માટે પોતાને વીશે જે ગુણુનુ માન તેનો ત્યાગ કરીને શુરવીર થઇને ભગવાનને ભગવાનના સતને વીશે વીસવાસ રાખે તો એનો અવીવેક ટલી જાય છે ને સતસગમા મોટપને પામે છે ઇતી વચનામૃત

સંવત ૧૮૭૬ ના માગશર સુદી ૧૦ દશમીને દીવસ શ્રીજી મહરાજ શ્રીગઢડા મધે દાદાખાચરના દરબારમા વીરાજમાન હતા અને સર્વે સ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતા અને પોતાના મુખારવીંદની આગળ સાધુ તથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહરાજ બોલ્યા જે શાસ્ત્રમાં જ્યાંજ્યાં અધ્યાત્મ વાર્તા આવે છે તે કોઇને સમજાતી નથી ને ભ્રમી જવાય છે માટે એ અધ્યા

ત્મ વાર્તા જેમ છે તેમ અથાર્થ પણે અમે કહીએ છીએ તે સર્વે સાંભળો જે સ્થુલ સુક્ષમને કારણ એ ત્રણ દેહને વીશે એઆત્મપણે જે વર્તવું તે એ જીવનું અન્વયપણુ છે ને એ ત્રણ દેહથકી પૃથકપણે સતા માત્રે કેવો તે જીવનું વ્યતિરેકપણુ છે તથા વૈરાટ સુત્રાત્માને અવ્યાકૃત એ ત્રણ શરીરે સહીત જે ઇશ્વરને કેવા તે ઈશ્વરનું વ્યતિરેકપણુ છે ને એ ત્રણ દેહુથી પૃથકપણે સત્તા માત્ર જે કેવા તે જીવનુ વ્યતિરેકપણુ છે તથા વૈરાટ સુત્રાત્માને અવ્યાકૃત એ ત્રણે શરીરે સહીત જે ઇશ્વર જે કેવા તે ઈશ્વર અન્વયપણુ છે અને એ ત્રણ શરીરથી પ્રથકને સત્તા માત્ર પણે કેવા તે ઇશ્વરનુ વ્યતિરેકપણું છે તથામાયાને માયાનાં કાર્ય જે અનતકોટી બ્રહ્માંડ તેને વીશે વ્યાપક પણું જે અક્ષરબ્રહ્મને કેવા તે એનુ 'અન્વયપણુ છે અને સર્વથી વ્યતીરેક સચ્ચીદાનંદ પણે અક્ષરબ્રહ્મ ને કેવા તે એનુ વીતરેકપણુ છે તથા અક્ષરબ્રહ્મને ઈશ્વરને જીવને માયાને માયાનાં કાર્ક જે બ્રહ્માંડ એમને વીશે જે શ્રીકૃશ્ન ભગવાનને અંતરયામી પણે કેવાને નિયંતાપણે કેવા તે એ ભગવાનનું અન્વયપણુ છે અને એ સર્વેથી પૃથકપણે કરીને પોતાના ગોલોક ધામને વીશે જે બ્રહ્મ જોતી તેને વીશે રહ્યા છે એમ જે કેવુ તે એ ભગવાનનું

વીતરેકપણુ છે અને એ પુરશોતમ ભગવાનને અક્ષરબ્રહ્મને માયાને ઇશ્વરને જીવ એ જે પાંચ ભેદ તે અનાદી છે ઈતી વચનામૃત

સવત ૧૮૭૬ ના માગસર શુદી ૧૧ એકાદશીને દીવસ શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દબારમાં વીરાજમાન હતા અને સર્વે સ્વેત વસ્ત્ર ધારણુ કરયાં હતાં અને પોતાના મુખારવીંદની આગળ સાધુ તથા દેશદેશના હરીભકતની સભા ભરાઈને બેઠી હતી પછે શ્રીજી મહારાજ બોલ્યા જે ઇંદ્રીયોની જે ક્રીયા છે તેને જો શ્રી ક્રીશ્ન ભગવાન ને તેના ભકતની શેવાને વીશે રાખે તો અતઃકર્ણ શુદ્ધ થાય છે ને અનંતકાલનાં જે પાપ જીવને વલગ્યાં છે તેનો નાશ થઇ જાય છે અને જો ઇંદ્રીયોની વૃતીયોને સ્ત્રી આદીકના વીષયમાં પ્રવર્તાવે છે તો અતઃકર્ણ ભ્રષ્ટ થાય છે અને કલ્યાંણુના માર્ગ થકી પડી જાય છે માટે સાસ્ત્રમાં જેવી રીતે વીસય ભોગવવાનુ કહ્યું છે તેવી રીતે ન્યમમા રહીને વીસયને ભોગવવા પણુ શાસ્ત્રની મરજાદાને ઉલઘન કરીને ભોગવવા નહી અને સાધુનો સગ રાખવોને કુસંગનો ત્યાગ કરવો અને જ્યારે એ કુસંગનો ત્યાગ કરીને સાધુનો સંગ કરે છે ત્યારે એને દેહને વીશે જે અહબુદ્ધી છે તે નિવૃતિ પામેછે અને દેહના સંબધીને વીશે જે મમત્વબુદ્ધી

છે તેનિ વૃતિ પામે છેને ભગવાનને વીશે અસાધારણ પ્રીતી થાય છે ને ભગવાન વીના અન્ય વિશે વૈરાગ્ય થાય છે ઇતીવચનામૃત

સવત ૧૮૭૬ ના માગશાર સુદ ૧૨ દ્વાદશીને દીવસ શ્રીજીમહારાજ શ્રી ગઢડા મધ્યે દાદાખાચરના દરબારમાં બીરાજમાન હતા અને સર્વ સ્વેત વસ્ત્ર ધારણ કરયા હતાં અને પોતાના મુખારવિંદની આગળ્ય મુની તથા રૂશદેશના હરીભક્તની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે શ્રીકૃષ્ણ ભગવાનનો પ્રતક્ષપણે નીસ્ચે કર્યો હોય ને તેની ભક્તિ કરતો હોય ને તેનાં દરશન કરતો હોય તોપણ જે પોતાને પુર્ણ કામ નમાને ને અંતઃકરણમાં ન્યુનતા વરતે જે ગોલોક વૈકુંઠાદીક ધામને વીશે જે આને આ ભગવાનનુ તેજોમય રૂપ છે તે મુને જ્યાંસુધી દેખાંણુ નથી ત્યાંસુધી મારૂપરીપુર્ણ કલ્યાંણ થયું નથી એવુ જેને અજ્ઞાન હોય તેના મુખથીભગવાનની વાતપણ નસાભળવી અને જેને પ્રતક્ષ ભગવાનને વિશે દ્રઢ નીષ્ઠા રાખે છે ને તેને દરસને કરીનેજ પોતાને પરીપુર્ણ માંને છે ને બીજુ કાંઈ નથી ઇછતો તેનેતો ભગવાન પોતે બળાતકારે પોતાના ધામને વીશેજે પોતાના ઐશ્વર્ય છે ને પોતાની મુર્તિયો છે તેને દેખાડે છે માટે જેને ભગવાનને વીશે અન્ય નિષ્ઠા

હોય તેને પ્રતક્ષ ભગયાનવીના બીજુ કાંઇ ઇછવુ નહી ઇતી વચનામૃત

સંવત ૧૮૭૬ ના માગશર સુદી ૧૩ તેરસને દીવસ શ્રીજી મહારાજ શ્રી ગઢડા મધે દાદાખાચરના દરબારમા વિરાજમાંન હતા અને સર્વ સ્વેત વસ્ત્ર ધારણ કરયા હતાં ને પોતાના મુખારવિંદની આગલ્ય પરમહંશતથા દેશદેશના હરીભકતની સભા ભરાઇને બેઠી હતી પછે શ્રીજીમહારાજ બોલ્યા જે અમે વેંકટાદ્રીથીસ્વેતુબંધ રામેશ્વર જાતાહતા ત્યાં એક સેવકરામ નામે સાધુ હતો તે શ્રીમદ્‌ભાગવતાદિક પુરાંણને ભણ્યો હતો તે માર્ગમાં ચાલતાં માદો પડયો તેની પાસે રૂપીયા હજારની સોના મોરૂ હતી પણ ચાકરીનો કરનારો કોઇ નહી માટે રોવા લાગ્યો પછે તેને અમે કહ્યુ જે કાંઇ ચીંતા રાખશોમા તમારી ચાકરી અમો કરશુ પછે ગાંમને બાહેર એક કેલાની કુલવાડી હતી તેમા એક વડનો વૃક્ષ હતો ને વડના વૃક્ષ વિશે હજાર ભુત રહતાં પણ તે સાધુ તો ચાલીશકે એવો રહયો નહી ને અતીશે માદો થયો તે ઉપર અમને અતીશે દયા આવી પછે તે ઠેકાણે અમે તે સાધુને કેલ્યનાં પત્ર લાવીને હાથ એક ઉચી પથારી કરીઆપી અનેતે સાધુને લોહીખંડ પેટબેસણુ હતુ તેને અમે પોતાને ચાકરી કરતા ને તે સાધુ પોતાને જેટલું

જોઈયે તેટલુ અમારે પાસે ખાંડ શાકર ઘી અન્ય તે પેતના રૂપીયા આપીને મંગાવો તે અમે લાવીને રાંધી ખવરાવતાને અમે વસ્તીમાં જઈને જમીઆવતા ને કોઈક દીવસતો અમને વસ્તીમાં અન્ન મલતુ નહી તારે અમારે ઉપવાસ થાતો તોપણ કોઈ દીવસ તે સાધુએ અમને એમ કહ્યું નહી જે અમપાસે દ્રવ્ય છે તે આપણે બેને કાજે રશોઈ કરો ને તમે પણ અમ ભેલા જમો પછે એમ સેવા કરતેથકે તે સાધુ બેમાશે કાંઈક સાજો થયો પછે સેતુબંધરામેશ્વરને મારગે ચાલ્યા ત્યારે તેને ભાર મણ એક હતો તે અમારે પાસે ઉપડાવ્યો ને પોતેતો એક માલા લઈને ચાલતો ને દેહે પણ સાજો ને એક શેર ઘી જમીને પચાવે એવો સમર્થ થયો તોપણ ભાર અમારે પાસે ઉપડાવે ને પોતે અમથો ચાલેને અમારી પ્રકૃત્તિ તો એવી હતી જે ભાર નામે તો એક રૂમાલપણ રાખતા નહી માટે તેને સાધુ જાંણીને અમે એનો મણ એકનો ભાર ઉપાડી ચાલતા એવી રીતે તે સાધુની અમે ચાકરી કરી ને સાજો કર્યો પણ તે સાધુએ અમને પૈસાભાર અન્ન આપ્યું નહી પછે અમે તેને કૃતઘ્ની જાંણીને તેના સંગનો ત્યાગ કર્યો એવી રીત્યે જે મનુષ્ય કર્યા કૃત્યને નજાણે તેને કૃતઘ્ની જાંણવો અને કોઈક મનુષ્યે કાંઈકપાપ કર્યું નેતેણે તે પાપનુ યથાશાસ્ત્ર પ્રાશ્ચિત કરયું ને

વળી તેને તે પાપે જુકત જે કહે તેને પણ તે કૃતઘ્ની જેવો પાપી જાંણુવો ઇતી વચનામૃત

સવત ૧૮૭૬ના માગસરસુદી ૧૪ ચોદસને દીવસ શ્રીજીમહરાજશ્રીગઢડામધે દાદાચરના દરબારમાં વિરાજમાંનહતાઅને સર્વ સ્વેત વસ્ત્ર ધારણુ કર્યા હતાં ને પોતાના મુખારવિંદની આગલ્ય દેશદેશના હરીભકતની સભાં ભરાઇને બેઠી હતી પછે બ્રહ્માનંદ સ્વામીયે પુછ્યું જે હે મહરાજ વાસનાનુ સુરૂ પછે ત્યારે શ્રીજી મહરાજ બોલ્યા જે પુર્વે જે વીશય ભોગવ્યા હોય ને દીઠા હોય ને સાંભલ્યા હોય તેની જે અંતઃકરણને વીશે ઇછા વરતે તેને વાસના કહીયે અને વળી જે વીશય ભોગવ્યામાં ના આવ્યા હોય ને તેની જે અંતઃકરણને વીશે ઇછા વરતે તેને પણ વાસના કહીયે ત્યારે મુકતાનંદ સ્વામીયે પુછ્યુ જે હે મહરાજ ભગવાનનો એકાંતીક ભકત કેને કહીયે ત્યારે શ્રીજીમહરાજ બોલ્યા જે જેને ભગવાન વીના બીજી કોઇ વાસના નહોયને પોતાને બ્રહ્મરૂપ માંનીને ભગવાનની ભકતી કરતો હોય તે એકાંતીક ભકત કેવાય ઇતી વચનામૃત

## લીલા પદ રાગ ગરબી.

પ્રથમ હરીનેરે ચરણે શીશ નમાવું
નૌતમ લીલારે નારાયણુનીજ ગાવું ૧
મોટા મુનીવરરે એકાગ્રે કરી મનને
જેને કાજેરે શેવે જઇ વનને ૨
આશન સાધીરે ધ્યાન ધરીને ધારે
જેની ચેષ્ટારે સ્નેહ કરી સંભારે ૩
સહજ સ્વભાવિકરે પ્રકૃતિ પુરૂષોતમની
ગુણતાં રાજનીરે બીક મટાડે જમની ૪
ગાવુ હેતેરે હરિના ચરીત્ર સંભારી
પાવન કરજોરે પ્રભુજી બુદ્ધિ મારી ૫
સહજ સ્વભાવેરે બેઠા હોય હરિ જ્યારે
તુળસીની માળારે કરલઇ ફેરવે ત્યારે ૬
રમુજ કરતારે રાજીવનેણ રૂપાળાં
કોઈ હરિ જનનિરે માગી લઇને માળા ૭
એવડી રાખીરે બબે મણકા જોડે
ફેરવે તાણિરે કોઇક માળા તોડે ૮
વાતુ કરેરે રમુજ કરીને હસતા
ભેળી કરિરે માળા કરમાં ઘસતાં ૯
ક્યારેક મિંચિરે નેત્ર કમળને સ્વામી
પ્રેમાનંદ કેરે ધ્યાન ધરે બહુ નામી ૧૦

૨

સાંભળ સહીયરરે લિલા નટ નાગરની
સુણતાં સુખડુરે આપે સુખ સાગરની ૧
નેત્ર કમળનેરે રાખી ઉઘાડા ક્યારે
ધ્યાન ધરીનેરે બેસે જીવન ભારે ૨
ક્યારેક ચમકીરે ધ્યાન કરંતા જાગે
જોતા જીવનનેરે જનમ મરણ દુઃખ ભાગે ૩
પોતા આગળરે સભા ભરાઇ બેસે
સંત હરિજનરે સામુ જોઇ રહે છે ૪
ધ્યાન ધરીનેરે બેઠા હોય પોતે
સંત હરીજનરે ત્રપત નથાએ જોતે ૫
સાધુ કિરતનરે ગાય વજાડી વાજાં
તેમને જોઇરે મગન થાય માહરાજા ૬
તેમની ભેળારે ચપટી વજાડી ગાએ
સંત હરિજનરે નિરખી રાજી થએ ૭
ક્યારેક સાધુરે ગાય વજાડી તાળી
ભેળા ગાયરે તાળી દેઇ વનમાળી ૮
આગળ સાધુરે કીરતન ગાય જયારે
પોતા આગળરે કથા વંચાએ ત્યારે ૯
પોતે વારતારે કરતા હોય બહુનામી
ખસતા આવેરે પ્રેમાનંદ સ્વામી ૧૦

પદ ૩

મનુષ્ય લીલારે કરતા મંગળકારી
ભકત સભામાંરે બેઠા હોય ભવભય હારી ૧
જેને જોતાંરે જાયે જગ આશકિત
જ્ઞાન વૈરાગને ધર્મ સહિત જે ભકિત ૨
તે સબંધીરે વાર્તા કરતા ભારી
હરી સમજાવેરે નીજજનને સુખકારી ૩
જોગને સાંખ્યેરે પચરાત્ર વેદાંત
એ શાસ્ત્રનોરે રહસ્ય કહે ખાંત ૪
કયારેક હરીજનરે દેશદેશના આવે
ઉછવ ઉપરરે પુજા બહુ વીધી લાવે ૫
જાણી પોતાનારે શેવક જન અવીનાશી
તેમની પુજારે ગ્રહન કરે સુખરાશી ૬
ભકત પોતાનેરે તેને શામસુજાણ
ધ્યાન કરાવીરે ખેચે નાડી પ્રાણ ૭
ધ્યાનમાથીરે ઉઠાડે નીજજનને
દેહમા લાવેરે પ્રાણ ઇંદ્રી મનને ૮
સતસભામાંર બેઠા હોય અવીનાશ
કોઈ હરીજનનેરે તેડવો હોયે પાસ ૯
પેહેલી આંગળી રે નેત્ર તણી કરી શાન
પ્રેમાનંદ કહેરે સાદ કરે ભગવાન ૧૦

## પદ ૪

મોહનજીનીરે લીલા અતિ સુખકારી
આનંદ આપેરે સુણતાં ન્યારી ન્યારી ૧
કયારેક વાતુરે કરે મુનીવર સાથે
ગુછ ફુલનારે ચોળે છે એ હાથે ૨
શીતળ જાણીરે લીંબુહાર ગુલાબી
તેને રાખેરે આંખ્યું ઉપર દાબી ૩
કયારેક પોતેરે રાજીપામાં હોય
વાતુ કરેરે કથા વંચાય તોય ૪
સાંભળે કીરતનરે પોતે કાંઇક વિચારે
પુછવા આવેરે જમવાનું કોઇ ત્યારે ૫
હાર ચડાવેરે પુજા કરવા આવે
તેના ઉપરરે બહુ ખીજી રીસાવે ૬
કથા સાભળતારે હરે હરે કહી બોલે
મર્મ કથાનોરે સુણી મગન થઇ ડોલે ૭
ભાન કથામાંરે બીજી ક્રીયા માંય
કયારેક અચાનકરે જમતાં હરે બોલાય ૮
થાય સ્મૃતીરે પોતાને જયારે તેની
થોડુક હસેરે ભકત સામુ જોઇ બેની ૯
એમ હરી નીતનીતરે આનંદ રસ વરશાવે
એ લીલા રસરે જોઇ પ્રેમાનંદ ગાવે ૧૦

પદ ૫

સાભળ સજનીરે દિવ્ય સ્વરૂપ મોરારી
કરે ચરીત્રરે મનુષ્ય વિગ્રહ ધારી ૧
થયા મનોહરરે મોહન મનુષ્ય જેવા
રૂપ અનોપમરે નિજજનને સુખ દેવા ૨
કયારેક ઢોલીયેરે બેસે શ્રીઘનશ્યામ
કયારેક બેશેરે ચાકળે પુરણકામ ૩
કયારેક ગોદડુરે ઓછાડ છે સહિતે
પાથરયું હોયેરે તેપર બેસે પ્રિતે ૪
કયારેક ઢોલીયરે ઉપર તકીયો ભાળી
તેપર બેશેરે શ્યામ પલાઠી વાળી ૫
ઘણક બેસેરે તકીયે ઉઠીગણ દઇને
કયારેક ગોઠણુરે બાધે ખેસ લઇને ૬
કયારેક રાજીરે થાય અતીશે આલી
સત હરીજનરે ભેટે બાથમા ઘાલી ૭
કયારેક માથેરે મેલે લઇ બે હાથ
છાતી માહીરે ચરણકમળ દે નાથ ૮
કયારેક આપેરે હાર તોરા ગીરધારી
કયારેક આપેરે અગના વસ્ત્ર ઉતારી ૯
કયારેક આપેરે પ્રસાદીના થાળ
પ્રેમાનદ કહેરે ભકત તણા પ્રતીપાળ ૧૦

પદ ૬

એવાં કરેરે ચરીત્ર પાવનકારી
શુકજી સરખારે ગાવે નિત્ય સંભારી ૧
ક્યારેક જીભનેરે દાંત તળે દબાવે
ડાબે જમણેરે પડખે સેજ સ્વભાવે ૨
છીંક જ્યારે આવેરે તારે રૂમાલ લેઇને
છીંક ખાયેરે મુખપર આડો દઇને ૩
રમુજ આણીરે હસે અતી ઘનશ્યામ
મુખપર આડોરે રૂમાલ દેઇ સુખધામ ૪
ક્યારેક વાતુરે કરતા થકા દેવ
છેડે રૂમાલનેરે વળ દેવાની ટેવ ૫
અતિ દયાળુરે સ્વભાવ છે સ્વામીનો
પરદુખ હારીરે વારી બહુ નામીનો ૬
કેઇને દુખીયોરે દેખી ન ખમાય
દયા આણીરે અતી આકળા થાય ૭
અન ધન વસ્રરે આપીને દુખ ટાળે
કરૂણા દ્રષ્ટીરે દેખી વહાલ વધારે ૮
ડાબે ખભેરે ખેસ આડસોડે નાંખી
ચાલે જમણુરે કરમાં રૂમાલ રાખી ૯
ક્યારેક ડાબોરે કર કેડે ઉપર મેલી
ચાલે વાલોરે પ્રેમાનદનો હેલી ૧૦

પદ ૭

નીત નીત નેતમરે લીલા કરે હરીરાએ
ગાતાં સુણતાંરે હરીજન રાજી થાએ ૧
સહજ સ્વભાવેરે ઉતાવળા બહુ ચાલે
હેત કરીનેરે બોલાવે બહુ વાલે ૨
કયારેક ઘોડેરે ચડવું હોય ત્યારે
કયારેક સંતનેરે પીરસવા પધારે ૩
તારે ડલેરે બલે ખેસને આણી
ખેસને બાધેરે કેડ સઘાતે તાણી ૪
પીરશે લાડુરે જલેબી ઘનશ્યામ
જણુસ જમ્યાનીરે લેઇ લેઇ તેનાં નામ ૫
ફરે પગતમારે વારંવાર મહારાજ
સંત હરીજનનેરે પીરસવાને કાજ ૬
શ્રદ્ધા ભકિતરે અતી ઘણી પીરસતાં
કોઇના મુખમાંરે આપે લાડુ હસતાં ૭
પાછલી રાત્રીરે ચાર ઘડી રહે જયારે
દાતણ કરવારે ઉઠે હરી તેવારે ૮
નાહવા બેશેરે નાથ પલાઠી વાળી
કર લેઇ કળસ્યોરે જળ ઢોળે વનમાળી ૯
કોરે વસ્ત્રેરે કરી શરીરને લોવે
પ્રેમાનંદ કહેરે હરીજન સર્વે જોવે ૧૦

પદ ૮

રૂડા શોભેરે નાહીને ઉભા હોયે
વસ્ત્ર પહેર્યુરે સાથળ વચ્ચે નીચોવે ૧
પગ સાથળનેરે લુઇને સારંગપાણી
ધોરા ખેસનેરે પહેરે સારી પેઠે તાણી ૨
ઓઢી ઉપરનીરે રેશમી કોરની વાલે
આવે જમવારે ચાખડીયે ચડી ચાલે ૩
માથે ઉપરણીરે ઓઢી બેશે જમવા
કાન ઉઘાડારે રાખે મુજને ગમતા ૪
જમતાં ડાબારે પગની પલાઠી વાળી
તેપર ડાબોરે કર મેલે વનમાળી ૫
જમણા પગનેરે રાખી ઉભો શામ
તેપર જમણોરે કર મેલે સુખધામ ૬
રૂડી રીતેરે જમે દેવના દેવ
વારેવારેરે પાણી પીધાની ટેવ ૭
જણસ સ્વાદુરે જણાય જમતાં જમતાં
પાસે હરીજનરે બેઠા હોય મનગમતા ૮
તેને આપીરે પછે પોતે જમે
જમતાં જીવનરે હરીજનને મન ગમે ૯
ફેરવે જમતાંરે પેટ ઉપર હરી હાથ
ઓડકાર ખાએરે પ્રેમાનંદના નાથ ૧૦

પદ ૯

ચગુ કરેરે મોહન ત્રપત થઇને
દાતને ખોતરેરે સળી રૂપાની લઇને ૧
મુખવાસ લઇનેરે ઢોલીએ બીરાજે
પુજા કરેરે હરીજન હેતે ઝાઝે ૨
પાપણ્ય ઉપરે આટો લઇ ગલબેલો
ફેટો બાધેરે છેગુ મેલી છેલો ૩
વરષા રૂતુરે શરદ રૂતુને જાણી
ઘેલા નદીનારે નીરમળ નીર વખાણી ૪
સંત હરીજનનેરે સાથે લઇને શ્યામ
નાવા પધારેરે ઘેરે પુરણ્ કામ ૫
બહુ જળ ક્રીડારે કરતા જળમાં નાય
જળમા તાળીરે દઇને કીરતન ગાય ૬
નાઇને બારેરે નીશરી વસ્ત્ર પેરી
ઘોડે બેસીરે ઘેર આવે રંગલેરી ૭
પાવન જશનેરે હરીજન ગાતા આવે
જીવન જોઇનેરે આનંદ ઉર ન સમાવે ૮
ગઢપુર વાશીરે જોઇને જગઆધાર
સુફળ કરે છેર નેણા વારવાર ૯
આવી બીરાજ્યારે ઓશરીયે બહુનામી
ઢોલીયા ઉપરરે પ્રેમાનંદનો સ્વામી ૧૦

## પદ. ૧૦

નીજ સેવકનેરે સુખ દેવાને કાજ
પોતે પ્રગટયારે પુરૂષોતમ મહારાજ ૧
ફૂળીયા માંહીરે સભા કરી બીરાજે
પુરણ શશીરે ઉડગણુમાં જેમ છાજે ૨
બ્રહ્મ રસ વરસેરે તૃપ્ત કરી હરીજનને
પોઢે રાતેરે જમી શામ શુદ્ધ અન્નને ૩
બે આંગળીયુંરે તીલક કરયાની પેરે
ભાલ વચ્ચેરે ઉભા રાખી ફેરે ૪
સુતાં સુતારે માળા માગી લઇને
જમણે હાથેરે ગીત ફેરવે ચીત દઇને ૫
ભુલ ન પડેરે કેદી એવુ નેમ
ધર્મ કુવરનીરે સહજ પ્રકૃતિ એમ ૬
ભર નીંદ્રામાંરે પોઢયા હોય મુનીરાય
કોઇ અજાણેરે લગાર અડીજાય ૭
ત્યારે ફડકીરે જાગે સુંદર શ્યામ
કુણ છે પુછેરે સેવકને સુખ ધામ ૮
એવી લીલારે હરીની અનંત અપાર
મેંતો ગાઇરે કાંઇક મતી અનુસાર ૯
જે કોઇ પ્રીતેરે શીખે સુણે ગાશે
પ્રેમાનંદનોરે સ્વામી રાજી થાશે ૧૦

## રાગ ગરબી.

ઓરા આવો શ્યામ સ્નેહી સુંદરવર જોઉ વાલા
જતન કરીને જીવન મારા જીવ માંહે પ્રોઉ વાલા ૧
ચીન્હ અનોપમ અંગોઅંગનાં સુરતે સંભારૂ વાલા
નખશીખ નીરખી નૌતમ મારા ઉરમાં ઉતારૂ વાલા ૨
ચરણ કમળસમ જુગલ ચરણની શોભા અતી સારીવાલા
ચીતવન કરવા આતુર અતી મન વરતી મારીવાલા ૩
પ્રથમ તે ચીતવન કરૂ સુંદર સોળે ચીન્હવાલા
ઉર્ધ રેખા ઓપી રહી અતીશે નવીન વાલા ૪
અંગુઠા આંગળી વચેથી નીસરીને આવી વાલા
પાનીની બે કોરે જોતાં ભકતને મન ભાવીવાલા ૫
જુગલ ચરણમાં કહુ મનોહર ચિન્હ તેનાં નામવાલા
શુદ્ધ મને કરી સભારતાં નાશ પામે કામવાલા ૬
અષ્ટકોણ ને ઉર્ધ રેખા સ્વસ્તી જાંબુને જવવાલા
વજ્જર અંકુશ કેતુને પદ્મ જમણે પગે નવવાલા ૭
ત્રીકુણ કળસને ગોપદ સુંદર ધનુષને મીન વાલા
અર્ધચંદ્રને વ્યોમ સાત છે ડાબે પગે ચિન્હ વાલા ૮
જમણા પગના અંગુઠાના નખ માંહી ચિન્હવાલા
નેતો નિરખે જે કોઈ ભકત પ્રીતીયે પ્રવીણવાલા ૯
એજ અંગુઠાની પાસે તીલ એક નૌતમ ધારૂવાલા
પ્રેમાનંદ કહે નીરખી પ્રીતે પ્રાણ લઇ વારૂ વાલા ૧૦

## રાગ ગરબી.

હવે મારા વાલાને નહીરે વીસારૂરે
શ્વાસોશ્વાસ તે નીત સભારૂરે ૧
પડ્યું મારે સહજાનંદજીશુ પાનુરે
હવે હુતો કેમ કરી રાખીશ છાનુરે ૨
આવ્યુ મારે હરીવર વરવાનું ટાણુ રે
એ વર ન મળે ખરચે નાણુંરે ૩
એ વર ભાગ્ય વીના નવ ભાવેરે
એ સ્નેહ લગન વીના નવ આવેરે ૪
હરીજન મનમાં આવે તેમ કહેજોરે
સ્વામી મારા રૂદિયાની ભીતર રહેજોરે ૫
હવે હુતો પુરણ પદવીને પામીરે
ગાય મુને નીષ્કુળાનંદના સ્વામીરે ૬

---

## રાગ ગરબી

હવે મારા વાલાના દરશન સારૂ
હરીજન આવે હજારે હજારૂ ૧
ઢોલીએ બીરાજે સહજાનંદ સ્વામી
પુરણ પુરૂશોતમ અંતરજામી ૨

સભા મધ્યે બેઠા મુનીના વૃંદ
તેમાં શોભે તારે વીંટયો જેમ ચંદ ૩
કુરજપુર ખેલ રચ્યો અતી ભારી
ભેગા રમે સાધુને બ્રહ્મચારી ૪
તાળી પાડે ઉપડતી અતી સારી
ધુન્ય થાય ચૌદ લોક થકી ન્યારી ૫
પાઘડલીમાં છોગલીયુ અતી શોભે
જોઇજોઇ હરીજનના મન લોભે ૬
પધાર્યાં વાલો સરવે તે સુખના રાશી
સહજાનંદ અક્ષર ધામના વાશી ૭
ભાગી મારી જનમો જનમની ખામી
મળ્યા મુને નિષ્કુળાનંદનો સ્વામી ૮

---

## રાગ ગરબી.

સજની શ્રીજી મુજને સાંભરીયારે
હઇડે હરખ રહયો ઉભરાઇ સજ.
નેણે આંસુની ધારા વહેરે
વીરહે મનડું વ્યાકુળ થાય સજ. ૧
સુંદર મુરતી શ્રી માહરાજનીરે
સુંદર અમ્રુત સરખા વેણ સજ. ૨

શી કહુ શોભા અંગોઅંગ તણીરે
નીરખી લાજે કોટીક કામ સજ. ૩

હસતા હસતા હેત વધારતારે
એવા સૂખનીધી શ્રી ધનશામ. સજ. ૪

સદા સ્વેતાંબર શ્રીજીધારતારે
અંબર જરકશીયા કોઇ વાર સજ. ૫
ગુચ્છ કલંગી તોરા ખોસતારે
ગજરા બાજુ ગુલાબી હાર સજ. ૬
એ છબી જોવા તલખે આંખડીરે
મધુરાં વચન સાંભળવા કાન સજ, ૭
એ હરી મળવાને હૈડુ તપેરે
પ્રેમાનંદના જીવન પ્રાણ સજ. ૮

પઃ ૨

મનડુ મુરતીમાં વળગી રહ્યુંરે
ચીતવન કરવા ચીત આતુર મન.

તરૂણ મનોહર મુરતી નાથનીરે
રાજીવ લોચન જોબન પુર મન. ૧

સોળે ચિન્હ સહીત અતિ શોભતારે
સુંદર ચરણ કમળની જોડ મન. ૨

હળવી રહીને હેતે ચાંપતીરે
ક્યારે હવે પુરશે મનના કોડ મન. ૩
પીડી જાનુ નીરખે નીરખતીરે
રૂડા સાથળ ચીન સહીત મન. ૪
શામકટી જોઇ જાદાવરાયનીરે
નીત નીત નૌતમ ઉપજે પ્રીત મન. ૬
ઉંડી નાભી કમળ સરીખડીરે
ત્રીવળી નીરખી ઉદરમાંય મન. ૬
છાતી ઉપડતી અતિઓપતીરે
હવે ક્યારે ભુજ ગ્રહી બાથ ભરાય મન. ૭
મુખની શોભા જોઈ માહારાજનીરે
લાજે પંકજ પુરણ ચંદ મન. ૮
નાશા નેળ ભૂકુ જોઇ ભાલનેરે
જાય બલહારી પ્રેમાનંદ મન. ૯

પદ ૩

સજની નીમખ ન વીસરે નાથજીરે
નીત નવા તરૂણપણાના ખેલ. સજ.
આ ઓસરિયે આવી બેસતારે
આ ઢોલીડે નટવર છેલ સજ. ૧

આતક્રિયો તે વાંસે મેલતારે
આ માળા ફેરવતા શાથ સજ. ૨
ગાતા ગોથડીના સાથમાંરે
ઘેરે સાદે પુરણુ કામ સજ. ૩
આ મોજડીયુ વાલો પેરતારે
આ છડી લેતા કર વરમાંય સજ. ૪
આ પાદુકા પેરી આવનારે
મારે મર્હારે મુનીના રાય સજ ૫
આ ફળિયામાં ઘોડી ફેરવતારે
માણુકી મતવાલી મહારાજે સજ. ૬
સતની સભા કરી આંહી બેસતારે
શ્રી હરી સુરનર મુની શીરતાજ સજ. ૭
કીરતન મુનીવરને ગવરાવતારે
ભેળા ગાતા શ્રી વ્રજચંદ સજ. ૮
એવા ધરમકુવર હરી ઉપરેરે
તન મન વારી પ્રેમાનંદ સજ. ૯

પદ ૪

લટકાં લટકાળા ઘનશામનાંરે
અટકે ઉંડા અંતરમાંય લટકા.
પ્રીત કરી મુજને બોલાવતારે
તે સભાળી બહુ દુખ થાય લટકા ૧

આ સજયા તે શ્રી મહારાજનીરે
આ બાજોઠે બેસતા લાલ — લટકા. ૨
આ ઠેકાણે નાતા નટવરજીરે
લોતા અંગ કર લૈ રૂમાલ — લટકા ૩
આ ઠેકાણે જમવા બેસતારે
જમતા વીધ વીધના પકવાન — લટકા. ૪
સુદર શાક કરી વંતાકનાંરે
જમીને દેતા પ્રસાદી કાન — લટકા. ૫
આ ખળખળીએ નાતા નાથજીરે
નાહીને હરીજન મુની લૈ સાથ — લટકા. ૬
આવતા માણેકચોકમાં મલપતારે
પુરજન થાતા જોઇ સનાથ — લટકા. ૭
વાલો બેસતા જઇ ફુલબાગમાંરે
પહેરતા ગજરા ગુલાબી હાર — લટકા. ૮
જેમજેમ સાભરે તેમ થાય વેદનારે
પ્રેમાનદના પ્રાણ આધાર — લટકા. ૯

---

પદ ૧

ધરમકુવર હરીકૃશ્નનિરે મુર્તિ મારે મન માની જીવન
જોયા લાગ્યછેરે

તરૂણુ મનોહર મુરતીરે રેખા ઉઠે નાંની         જીવન. ૧
કેસર તીલક લલાટમાંરે જોઇ જોઇ વાધે પ્યાર     જીવન. ૨
ઉરમાં અનોપમ ઉતરીરે કંચન કેરી અનુપ     જીવન. ૩
રતને જડીત બાજુ બાંધીયારે સુરનર શુરનર મુનીને ભુપ
જીવન. ૪
વેઢ વીંટી કડાં સાંકળારે શોભે છે કરવરમાંય     જીવન ૫
પ્રેમાનંદ છબી ઉપરેરે તનમન ધન વલ જાય     જીવન. ૬

પદ ૨

મદન મનોહર મુરતીરે રાજ હ શગતી ચાલ્ય
નીરખી નેણા ઠરેરે

જરકશી જામો પેરીયોરે શોનેરી સુરવાળ     નીરખી. ૧
કનક રેટો કમરે કસોરે કરમાં રેશમી રૂમાલ  નીરખી. ૨
કનક હીંડોળે હીચતારે શોભે છે ધરમનો લાલ  નીરખી. ૩
પુરૂશોતમ પરીબ્રહ્મનેરે જોવા મલ્યુ સરવે જગત  નીરખી. ૪
નારીનરનો પાર નહીરે લાખો મુની હરીભકત  નીરખી  ૫
વરતપુરીના ચોકમાંરે જાદવરાય જોવાય     નીરખી. ૬
ઘોડલાની ઘુમરમાં જોઇનેરે પ્રેમાનંદ વારી જાય નીરખી. ૭

પદ ૩

નવીન આંબાનું જોડલુરે તે વચે અતી અભીરામ હીંડોળો
હીમનોરે

બાંધ્યો બેઉ આંબા ડાળમાંરે સુંદર શોભા ધામ હીંડોળો. ૧
રમણીક હીડોળા તણીરે સોભા કહી નવ જાય હી ડોળા. ૨
શોભા ત્રીભોવન રાયનીરે ઉગી ઉઠી હરખાય હીડોળા. ૩
હીડોળામાં શ્રીહરીરે શોભે છે સુર્ય સમાન હીડોળા. ૪
કરે લીલા ભાતભાતનીરે પુરશોતમ ભગવાન હીડોળો ૫
જોઇ મુરતી મહરાજનીરે લોચન ત્રપ્ત નથાય હીડોળો. ૬
પ્રેમાનંદ હરી ઉપરેરે તનમન પ્રાણ વારી જાય હીડોળો ૭

પદ ૪

કનક છડી લઇ કરમાંરે ઉભા હી ડોળે નાથ ધર્મસુત-લાડીલોરે
મુનીવર હરીજન ઉભલારે ચારે પાસે જોડી હાથ ધર્મ ૧
કેસર ચંદન કુમકુમ લહીરે સરસ ફુલુગના હાર ધર્મ. ૨
અગર ધુપદીપ આરતીરે ઉતારે કરી પ્યાર ધર્મ ૩
હાર પેરાવે હેતમારે હરીજન ઉભા અપાર ધર્મ ૪
કેર ચરણે કરી કેટલાંરે લેછે ધર્મકુમાર ધર્મ. ૫
કેટલાક લઇ છડીયે કરીરે હાર હરી ઘનશામ ધર્મ. ૬
પ્રેમાનંદ ગાય નીરખીરે નીરગુણના ગુણ ગ્રામ ધર્મ. ૭

પદ ૧

વદુ દુરગપુર ધામ સુદર સોભે ઘનશામનુ જો ૧
પરમપાવન અભીરામ ક્રશ્ન પુરણ કામનુજો ૨
પ્રગટ પુરશોતમરાય રાજે ગઢપુરમાં શ્રીહરીજો ૩

જેને નીગમ નીતી ગાય નીજ ઇછાયે દેહધરીજો ૪
અક્ષરપતી અવીનાશ આવ્યા કરૂણા કરી અતીજો ૫
કીધો ગઢપુર નીવાસ વરણી વેસે નીસ્ટીક જતીજો ૬
ધન્ય ઉતમ નરદેવ ઘેર રાખ્યા ઘનશામનેજો ૭
પરીપુરણ કરી શેવ ધામ કીધા સુખ ધામનેજો ૮
ઉતમ જાણી નીજ ભકત વશ થયા નીજદાસનેજો ૯
વરણી અતીશે વીરકત રયા અખડ કરી વાસનેજો ૧૦
કીધુ અધીક ગઢપુર સાત પુરી ચાર ધામથીજો ૧૧
પ્રેમાનંદ કે જમફંદ ભાગે ગોપીનાથ નામથીજો ૧૨

પદ ૨

ધન્ય ઉતમ દરબાર ધન્ય ઓરડાની ઓશરીજો ૧
થયો મુકતી દાતાર અખંડ રાજે ત્યાં શ્રીહરીજો ૨
ધન્ય ઓરડી અનુપ પ્રીતે પોઢે ભગવાન ત્યાંજો ૩
થઇ અક્ષર સરૂપ સંત ધારે નીત્ય ધ્યાન ત્યાંજો ૪
ધન્ય લીંબ વ્રક્ષ છાંય ઘોડા ફેરે હરી ફરતાંજો ૫
જન ત્રપત નથાય ધન્ય દરશન કરતાંજો ૬
ધન્ય ધરણીના ભાગ્ય ધન્ય ગઢપુર ધામનેજો
ધન્ય હરીજન ગ્રહ ત્યાગ કરી નીરખે ઘનશામનેજો ૮
ધન્ય ગઢપૂરનાં લોક ધન્ય હરીજન નરનારીનેજો ૯
થયા સરવે અવીશોક પ્રગટ નીરખ્યા ગીરધારીનેજો ૧૦

ધન્ય પુજ્યા કરી પ્યાર ધર્મકુવર સુખ કંદનેજો ૧૧
પ્રીત્યે પેરાવ્યા હાર ધન્યધન્ય પ્રેમાનદનેજો ૧૨

પદ ૩

ધન્ય દુરંગપુર ધાંમ ધન્ય ઉતમ નરેસજીજો ૧
મહીમા અધીક અભીરામ ગુણ ગાય જેના શેષજો ૨
ધન્ય ગઢપુરની શેરી ધન્ય ગઢપુરના વાસને જો ૩
હરી ચાખડીયુ પેરી ચાલી જાય ઘરે દાસનેજો ૪
ધન્ય ગગા ઉનમત નીત્ય નાય હરી બીરમાજો ૫
સગે મુનીવર સમરથ લઇ રમે હરી નીરમાંજો ૬
કરે લીલા બહુ ભાત બેશી ગંગા મધ્ય પુરમાંજો ૭
ગાય કીરતન કરી ખાત પાડે તાળી બહુ શુરમાંજો ૮
ધન્ય ગગાનો ઘાટ ધન્ય ખળખળીયા નામનેજો ૯
ધન્ય નારાણ રદની વાટ રથ હાકવો ઘનશામજો ૧૦
નાઇને મુનીવર લઈસાથ હરી આવેનીજ મદીરમાંજો ૧૧
શોભે પ્રેમાનદનો નાથ જેમ તારા મધ્ય ચંદ્રમાજો ૧૨

પદ ૪

ધન્ય પુરનો બજાર ધન્ય લક્ષમીનો બાગછેજો ૧
થઇ તે અશ્વ અસ્વાર જાય જીવન જોયા લાગ્યછેજો ૨
ધન્ય આંબાની છાંય ધન્ય બેઠક બેશે હરીજો ૩
સત કીરતન ત્યાં ગાય નીરખે નાથને નેણાં ભરીજો ૪

શુથી ગુલાબના હાર સંત પેહરાવે પ્રીત્યશુજો ૫
બાધે બાજુ કરી પ્યાર ઘાલે ગજરા રસ રીતશુજો ૬
સંત ગાય કીરતન વાજે દોકડ સારંગીઉજો ૭
મેવા જમે જીવન કેળા દ્રાક્ષ નારંગીઉજો ૮
ધન્ય રાધાની વાળ્ય ધન્ય બાગ રાધા તણોજો ૯
હરી જાય કરી ભાવ અતી મહીમા તેનો ઘણોજો ૧૦
પુરણ પુરશોતમ દેવ એમ વીચરે ગઢપુરજો ૧૧
મોટા મુનીવર કરી શેવ પ્રેમાનંદ તો હજુરમાંજો ૧૨

પદ ૫

રાજે ગઢપુર માહરાજ પુરણબ્રહ્મ પરમાતમાજો ૧
આવ્યા ગરીબ નીવાજ એતો અક્ષરના આતમાજો ૨
છાયો પ્રબળ પ્રતાપ કર્યા નવ જાય રસનીજો ૩
કીધો અધર્મ ઉથાપ વાગ્યા ડંકા અતી જશનાજો ૪
મારયા અશુર અપાર કામક્રોધાદીક વાંકડાજો ૫
સુર અશુર નરનાર જેને આગે સઉ રાંકડાજો ૬
મત પંથને માથે મેખ મારી લીધા જન છોડવીજો ૭
મુકયા કૈક ગુરૂ ભેખ પાડયા મહંતને ગોડવીજો ૮
આપી વરત્યા અનુપ માઇક મતને ઉખાડીયાજો ૯
જીવ માયા બ્રહ્મરૂપ જથારથ તે દેખાડીયાજો ૧૦
સમાધીમાં સઉ ધામ દેખાડયા નરનાર જો ૧૧
એવા સહજાનંદ શામ પ્રગટયા પ્રેમાનંદ કારણેજો ૧૨

## પદ રાગ માલીગાડો.

માણકીએ ચડયારે મોહન વનમાળી
શોભે રૂડી કરમાં લગામ રૂપાળી                    માણ.
માણીગર સૌને કહે છે થાઓ તૈયાર
મુનીવરણી પદાતી અને સવાર
વ્રતપુરી જાવા કર્યો નીરધાર                    માણ ૧
કેસર ભેની ઓઢલીને પુલ માળ
તાજણુ તીણી વાગરીનો ઘણો તાલ
શોભે ઘણા વાલા લાગે છે મ ાળ                    માણ ૨
ગેરી ભકત વીનતી કરે દોડી દોડી
લોહચનક વૃત્તિ મુરતીમા જોડી
નથી જાતી દરબારમાંથી ઘોડી                    માણ. ૩
આજ્ઞા આપો અમે જાયે વ્રતપુરી
જાયો પ્રભુ રામનામી નથી દુરી
સેવક દાસ પ્રેમાનદ હજુરી                    માણ. ૪

### પદ ૨

વાલમજી વેલા વરજો ગઢપુરે
વ્રતપુરી નથી દેશાંતર દુરે                    વાલ.
માણકીનો વેગ દેખ્યો શુણ્યો કોઇ
આકાશેથી તારો ખર્યો જાણ્યુ જોઇ

ગરૂડ લાજ લોપી માણકીએ સોઇ વાલા. ૧
મનવેગે ગાંફ જઈ રહ્યા રાત
શીજીવાડે સ્વામી ગયા પ્રભાત
હાં હાં કરતાં વડતાલમાં ગઇ વાત વાલ. ૨
વ્રનપુરી હાલકી લોલ આનંદ
સમાઇયે ચાલો આવ્યા જગવંદ
ભલેભલે સ્વામિ તમે સહજાનંદ વાલ. ૩
વાજાં વાગે આવ્યા નારાયણ સ્વામી
સભા મધ્યે શોભે હેલી બહુનામી
પ્રેમાનંદકે અક્ષર ધામના ધામી વાલ. ૪

પદ ૩

ડોલરીયો જમવા ઉઠયા રંગરેલ
માણુગર અળવ ભરયો અલબેલ ડોલ.
જમ્યા વાલો સંતને પીરસના આવ્યા
મોતીચુર બાસન ભરીને મંગાવ્યા
પાંચવાર ફરયા સંતને હરાવ્યાં ડોલ. ૧
પોઢયા વાલો બંગલે જઇ સુખકારી
જાગ્યા સાંજે સભા કરીઓ સારી
ધન્ય ધન્ય એ આંબા અઘહારી ડોલ. ૨
જીગત કુંડ રંગના કરાવેલ લાલ

ત્યાં તો શોભે ઉર્વિ ઘણી વીશાળ
આવ્યા સગ ઘણા ઘણા સાયંકાલ. ડોલ. ૩
દરશન બહુ આપ્યાં તમ સુખધામ
ઘોડે ચઢી સંઘમાં ફર્યા ઘનશ્યામ
પ્રેમાનંદ કહે બગડે ગીયા ભગવાન ડોલ. ૪

પદ ૪

સહુવારે ગોમતી ગયા ભગવાન
રટે ત્રણ લોક નારાયણ નામ સવારે
આજ રામનગરી જનનો હીલોલ
સત્સગી સરવે કરે છે કલોલ
ગાન તાન ઉછવ ઝાઝ ઝકોળ સવારે. ૧
આવ્યા હેલી મદીરમાં મતવાલો
સત સભા મધ્યે શોભે ધર્મલાલો
સત્સંગી પુજા કરવાને ચાલો સવારે. ૨
પુજા કરી આરતી ભકત ઉતારે
સત સભા મુરતિને અંતરમાં ધારે
રઢીયાળો લટકા કરીને રીઝાવે સવારે. ૩
દસ દીવસ જમી જમાડયા સીધાવ્યા
પ્રતપુરી વાશી ગઢપુરે આવ્યા
પ્રેમાનદ કહે મોઘે મોતીડે વધાવ્યા સવારે. ૪